# ઉપોદ્‌ઘાત.

પ્રતિક્રમણ એ સાધુ અને શ્રાવક બંનેની આવશ્યક ક્રિયા . અવશ્ય કરવાની તે આવશ્યક. પરંતુ સાધુ અને શ્રાવકને ધિમાં કાંઇક ફેર હોય છે. કારણ કે સાધુ સર્વ વિરતિ અને ાવક દેશ વિરતિ, સાધુને વીશ વસા દયાં પાળવાની, શ્રાવકને વસો દયા પાળવાની-તત્સંબંધે વિધિમાં ફેરફાર હોય છે. સાધુ તો નિરંતર એ ક્રિયા કરે છે પરંતુ શ્રાવકમાં તો ..ર કરનારા વિવેકી શ્રાવકો વિરલા હોય છે. બાકી તો ટલાએક ચતુર્માસના દિવસોમાં, કેટલાએક પર્વ તિથિએ અને કેટલાએક પર્યુષણના દિવસોમાં જ પ્રતિક્રમણ કરે છે. કોઇ દિવસ ઉપાશ્રયનું પગથીઉં નહિં જોનાર-નામનો જ શ્રાવક હોય તે માત્ર સંવત્સરી પ્રતિક્રમણ જ કરે છે. એ પ્રમાણે બાળકથી વૃદ્ધ પર્યંત સર્વે શ્રાવકથી પ્રતિક્રમણ એ જાણીતી ક્રિયા છે.

ધર્મ ઉપર થોડી પણ શ્રદ્ધાવાળો અથવા પાપથી ડરનારો ..ના ધર્મની રીતિ પ્રમાણે પ્રતિક્રમણ કરવાની અપેક્ષા ..ણે તેમાં શું આશ્ચર્ય? પરંતુ ધર્મની બાબતમાં તદ્દન અજ્ઞાન, સદા સંસાર કાર્યમાં મગ્ન, વિવેક વિકળ એવો શ્રાવક પણ 'સંવત્સરી પ્રતિક્રમણ કરીને વર્ષમાં કરેલાં પાપ આલોવશું' એમ ધારી તે દિવસે પ્રતિક્રમણ કરવાને ઉજમાળ હોય છે. સૌ કોઇ એમ થોડે ઘણે અંશે તે ક્રિયા આદરે છે પરંતુ એઓમાં જાણનારા ઘણા થોડા હોય છે. નામ માત્ર 'પ્રતિક્રમણ કરી ..યા' એમ કહેનાર ઘણા હોય છે, પરંતુ પ્રતિક્રમણ એટલે

શું ? તે ક્રિયામાં કેવી રીતે વર્તવું ? એમાં શું હકીકત આવે છે ? શા હેતુથી તે ક્રિયા કરવી પડે છે ? એમ કોઇ પૂછે તો તેનો ઉત્તર આપનાર ઘણા થોડા નીકળે. આમ હોવાથી ધાર્યા પ્રમાણે તેનું ફળ નિષ્પન્ન થાય નહિ. માટે જેમ નિરંતર પ્રતિક્રમણ કરવું એ દરેક શ્રાવકની ફરજ છે તેમ તે સંબંધી જાણપણું મેળવવું તે પણ જરૂરની બાબત છે.

પડિક્કમણ-પ્રતિક્રમણ=નિવર્તન. થયેલા પાપનું નિવારણ, પશ્ચાત્તાપ-આલોચના કરવી તે પ્રતિક્રમણ. જે જે દૂષણ લાગ્યું હોય તેનું નિવારણ કરવા માટે જે ક્રિયા કરવી તે પ્રથમ શાંત રીતે મન વચન અને કાયાની સ્થિરતાએ કરીને કરવી જોઇએ. જો મુનિ મહારાજનો યોગ હોય તો તેમની સમીપેજ તે ક્રિયા કરવી કહી છે. પરંતુ મુનિનો યોગ ન હોય તો બીજા સ્વધર્મીઓની સાથે પ્રતિક્રમણ કરવું. કારણ કે વડીલોની સાથે ક્રિયા કરવાથી રીતિનું જાણપણું પ્રાપ્ત થાય છે. તથા યથા યોગ્ય વિનય સાચવતાં શિખાય છે. વળી પ્રતિક્રમણ કરતાં બ યતનાથી વર્તવું જોઇએ. કારણ કે યતના રહિતપણે ક્રિયા કરતા પાપનું નિવારણ થવાને બદલે પાપના ભોક્તા થવું પડે છે. કેટલાએક "અમે ભણ્યા છીએ, અમને આવડે છે." એમ ગર્વ લાવી વડીલોનો યોગ છતાં જુદા બેસી પ્રતિક્રમણ કરે છે એ રીતિથી વિરૂદ્ધ છે. કારણ કે ઉપાશ્રયે જઇ સ્વધર્મીઓ સમક્ષ પ્રતિક્રમણ કરવું એજ જૈન શાસનની રીતિ કહેલી છે. પ્રતિક્રમણમાં જે જે સૂત્ર બોલાય તે તે સૂત્રના અર્થનું તા તેમાં આવતી હકીકતનું ચિંતવન કરતા જવું જોઇએ. ફક્ત દેખાદેખી ગાડરીઆ પ્રવાહ પ્રમાણે એક કરે તેમ બીજા

સમજ્યા વગર કર્યા જવું, તેથી કાંઇ તે ક્રિયાની ખરી સિદ્ધિ નથી. હાલ સમયે ફક્ત પ્રતિક્રમણના સૂત્રો મોઢે કરવાનો રીવાજ પડયો છે પરંતુ શિખનારા અર્થ જાણવાની અપેક્ષા રાખતાજ નથી તો તેઓએ સમજવું જોઇએ કે અર્થના જ્ઞાન શિવાય પોપટની જેમ બોલી જઇ ક્રિયા કરવી એ શુકપાઠરૂપ થાય છે. આ ઉપરથી કોઇ એમ મનમાં લાવે કે 'આપણે જાણીને પછી ક્રિયા કરશું' તો તે તદ્દન વિરૂદ્ધ છે, કારણ કે સંસાર સંબંધી પાપકારી કાર્યોથી વિરામ પામી, બે ઘડી કાયાથી પણ સ્થિર બેસી, જિનેશ્વરના વચનનો કર્ણસ્પર્શ થાય તો તે પણ રૂડું છે; સંસારી કાર્યો કરતાં અટકવું, સ્થિર ચિત્તે બે ઘડી સામાયક આદરીને બેસવું અને જિનેશ્વરના વચન શ્રવણ કરવાં–એથી કાંઇ પણ પ્રાયદો જ થાય, એટલું જ નહિ પણ ક્રિયા કરતાં કરતાં તત્સંબંધી જ્ઞાન મેળવવાની પણ ઇચ્છા થાય અને એ પ્રમાણે કરવાનું શરૂ રાખવાથીજ તેના ખરા રહસ્યની સમજણ પડે.

સામાયક લઇ પ્રતિક્રમણ કરવા બેસવું તેમાં ઓછામાં ઓછો બે ઘડી સમય તો અવશ્ય લાગવો જોઇએ. આ ઉપર ઘણાનું ધ્યાન હોતું નથી તો તેઓએ વિચારવું કે પ્રતિક્રમણની ક્રિયામાં પણ સમતા નહી રહે તો પછી બીજે કયાં સમતા રહેશે? મૂળતો શાસ્ત્રકારે એક ક્રિયા કરતાં બીજી ક્રિયાનું ચિંતવન કરવાનું પણ કહ્યું નથી તો પ્રતિક્રમણ કરતાં પોતાનાં બીજાં કામો સ્મરણમાં લાવી તે ક્રિયામાં ઉતાવળ કરવી કે મનમાં બીજું ચિંતવન કરવું એ–પુત્રવધૂએ સામાયક આદરી બેઠેલા શ્રેષ્ઠીને ઢેઢવાડે ગયાનું કહ્યું હતું તેમ થાય. માટે બે ઘડી સુધી તો

બીજી કોઈ પણ ક્રિયામાં ચિત્ત ન પરોવતાં તેમાં જ તન્મયતા લગાવવી. વળી જે જે ક્રિયા કરવી તે ઉપયોગસહિત કરવી કહી છે; માટે પ્રતિક્રમણમાં પણ ઉપયોગ શૂન્ય ન થવું જોઈએ. કેટલાકો શું ક્રિયા ચાલે છે તે ઉપર ધ્યાન ન રાખતાં બેઠા બેઠા ઝોલાં ખાય છે, અથવા તો સૂત્ર બોલનાર બોલતાં ગાથા ચૂકી જાય તો પણ તે ઉપર ધ્યાન ન રાખતાં મનમાં કાંઈ કાંઈ તર્કો કર્યા કરે છે, અને પોતે શું ક્રિયા કરી ન કરી એ વિષે ભ્રાંતિ પામે છે; આ સઘળી ઉપયોગની શૂન્યતા છે. તેથી ક્રિયા ઉલટી નિષ્ફળતાને પામે છે. વળી પ્રતિક્રમણ કરી ફરી પાપ કર્મ ન થાય તેને માટે સાવચેતી રાખવી જોઈએ. કેટલાએકો મૂર્ખતાથી દોષિત કાર્યો કરે છે, અને કર્યા પછી 'આપણે આલોવી લેશું' એવાં વચનો બોલે છે તે કેવળ વિરૂદ્ધતા છે. કેમકે શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાયે કહ્યું છે કેઃ—

मूळपदे पडिकमणुं भाख्युं, पापतणुं अणकरवुं;

'ઉત્સર્ગ માર્ગે પાપનું પુનઃ ન કરવું તેનું નામ પ્રતિક્રમણ કહ્યું છે.' આ ઉપરથી સંવત્સરીને દિવસે પ્રતિક્રમણ કરી મિચ્છામિદુક્કડં દેઈ "આજ સુધી ખાતું ચુકતે થયું હવે નવે નામે કરશું" એમ બોલનારે પૂરેપૂરી શીખામણ લેવાની છે. કારણ કે એ પ્રમાણે ખાલી પુનઃ પાપ કાર્યો કરવાથી ઉલટી કરેલી ક્રિયા પણ નિષ્ફળ થાય છે અને બીજા દૂષણ લાગે છે. કહ્યું છે કેઃ

मिथ्यादुक्कड देइ पातिक, ते भावे जे सेवेरे;
आवश्यक साखे ते प्रगट, मायामोसो सेवेरे

અર્થ–મિથ્યા દુક્કડ દઇને તેજ પાપ ભાવે કરીને જે પ્રાણી સેવે છે અર્થાત્ કરે છે તે પ્રત્યક્ષ રીતે આવશ્યક સૂત્રની સાખે માયામૃષાવાદ પાપસ્થાનક સેવે છે.

એવી રીતે નિરંતર ક્રિયા કરતાં જે જે દૂષણ લાગતા હોય તે વિષે જ્ઞાન મેળવી પુનઃ તેવાં દૂષણ ન લાગે તેમ કરવાની આવશ્યકતા છે.

પ્રતિક્રમણ એ નિત્યની આવશ્યક એટલે અવશ્ય કરવાની ક્રિયા છે અને સર્વ જૈન ભાઇઓ થોડે ઘણે અંશે એ ક્રિયા આદરે છે એ નિર્વિવાદ છે એવું ઉપરની હકીકતથી જણાયું. જ્યારે તેની એટલી બધી ઉપયોગિતા છે ત્યારે તેના હેતુ, તેમાં બોલાતા અમુક સૂત્રો પછી અમુક સૂત્રો શામાટે બોલવા અને અમુક ક્રિયા પછી અમુક ક્રિયા શામાટે કરવી તેના કારણો જાણવાની પણ આવશ્યકતા છે. કારણકે તત્સંબંધી જ્ઞાન હોય તો તે ક્રિયા કરતાં અવર્ણનીય આનંદ થાય અને જે ફળ સિદ્ધિ મેળવવી જોઈએ તે મેળવી શકાય. તેવું જ્ઞાન પ્રાપ્ત થાય તેટલા માટેજ આ પુસ્તક છપાવવાની યોજના કરેલી છે.

પ્રતિક્રમણ સૂત્રોના વિષયનું મૂળ આવશ્યક સૂત્ર છે. એ સૂત્રમાં પ્રતિક્રમણ ક્રિયા સંબંધી વિવેચન અને તેના સૂત્રોના ભાવ સંપૂર્ણ વિવેચન સાથે તીર્થંકર મહારાજાએ વર્ણવેલાં છે. પૂર્વના આચાર્યોએ તેની ઉપર ટીકા, ભાષ્યો વિગેરે કરી તેને વધારે સ્ફુટ કરેલા છે તથા તે સંબંધે બીજા પણ ઘણા ગ્રંથો લખેલા છે. શ્રીમાન્ જયચંદ્ર ગણિએ સ્વરચિત 'ક્રિયિત હેતુ ગર્ભ પ્રતિક્રમણ ' ... ક્રિ' એ નામના ગ્રંથમાં આ

સરલ અને જ્ઞેય વિવેચન કરેલું છે. એ ગ્રંથનો સાર લઈ આ પુસ્તક લખવામાં આવેલું છે.

આ પુસ્તક વાંચવાથી વાંચનારને પ્રતિક્રમણમાં અમુક ક્રિયા પછી અમુક ક્રિયા શામાટે કરવામાં આવે છે અને અમુક સૂત્ર પછી અમુક સૂત્ર શામાટે બોલવામાં આવે છે તેના હેતુઓ સમજાશે અને તે ક્રિયાના ખરેખરા રહસ્યની માહીતી થશે. એવા હેતુથી આ પુસ્તક છપાવવામાં આવ્યું છે. આશા છે કે જૈનબંધુઓ આ પુસ્તક મનન પૂર્વક વાંચી અમારો તે મનોરથ સફળ કરશે. તથાસ્તુ.

વસંતપંચમી.
વી. સં. ૨૪૩૯.

શ્રી જૈન ધર્મપ્રસારક સભા.
ભાવનગર.

# પ્રતિક્રમણ હેતુ.

अविहिकया वरमकयं उस्सुअवयणं वयंति सव्वण्णु ।
पायछित्तं जह्मा अकए गुरुअं कए लहुअं ॥

"અવિધિએ કરવા કરતાં નહિ કરવું એ શ્રેષ્ઠ, એ વચનને સર્વજ્ઞો ઉત્સૂત્ર વચન કહે છે, કારણ કે નહિ કરનારને ગુરૂ પ્રાયશ્ચિત અને અવિધિએ કરનારને લઘુ પ્રાયશ્ચિત છે."

એઓનું આ વચન સત્ય છે, કારણ કે વંદિતાસૂત્રમાં પણ કહ્યું છે કે,

जहा विसं कुट्ठगयं मंतमूल विसारया ।
विज्जा हणंति मंतेहिं तो तं हवइ निव्विसं ॥

"મંત્ર મૂળના વિશારદ વૈદ્ય કોષ્ટગત એટલે શરીરવ્યાપ્ત વિષને મંત્રોએ કરીને હણે છે ત્યારે તે શરીર નિર્વિષ થાય છે." યદ્યપિ વિષાર્ત્ત પુરૂષ મણિ મંત્રાક્ષર ઔષધિનો પ્રભાવ જાણતો નથી તો પણ તેનો પ્રભાવ અચિંત્ય છે તેથી તેનું વિષાર્ત્તત્વ* નિવૃત્ત થાય છે. તેમ જ પ્રતિક્રમણ સૂત્રોના શબ્દોનો પણ અચિંત્ય મહિમા છે તેથી અક્ષર શ્રવણ માત્રથી પણ લાભ થાય છે.

* વિષપીડિતપણું.

એ ક્રિયાનો સમય દ્વિસંધ્યા (સવાર, સાંજ) છે. તે સમયે ઉપાશ્રયાદિ સામાન્ય સ્થાનને વિષે ક્રિયા કરવા જવું એજ ઉચિત છે. ત્યાં જઈ પ્રથમ ક્રિયાસ્થાનનું જયણાપૂર્વક પ્રમાર્જન કરવું. પછી ગુરૂ સમીપે અને ગુરૂ ન હોય તો સ્થાપનાચાર્ય સમીપે પ્રતિક્રમણની ક્રિયા કરવી. કારણ કે સસાક્ષિક અનુષ્ઠાન એ વધારે દ્રઢ થાય છે. જગતને વિષે પણ સસાક્ષિક વ્યવહાર નિશ્ચળ ગણાય છે. ન્યાયસ્થાનોમાં પણ સસાક્ષિક બાબતની સિદ્ધિ થાય છે.

સ્થાપના આગમાનુસારે અક્ષાદિની ઉચિત છે. ગુરૂવંદન ભાષ્યમાં કહ્યું છે કે,

गुरुगुणजुत्तं तु गुरुं, ठाविज्जा अहव तथ्थ अरकाई ।
अहवा नाणाइ तिअं, ठविज्ज सख्खं गुरुअभावे ॥
अख्खे वराडए वा, कट्ठे पुथ्थेअ चित्तकम्मेअ ।
सभ्भावमसभ्भावं, गुरुठवणा इत्तरावकहा ॥
गुरुविरहंमी ठवणा, गुरुवएसो व दंसणथ्थं च ।
जिणविरहंमी जिणबिंब, सेवणा मंतणं सहलं ॥

"ગુરૂ એટલે મોટા છત્રીશ ગુણે કરીને યુક્ત એવા ગુરૂ મહારાજ આગળ પ્રતિક્રમણાદિ ક્રિયા કરીએ અથવા સાક્ષાત્ પૂર્વોક્ત ગુણયુક્ત ગુરૂનો અભાવ હોય તો ગુરૂને સ્થાનકે અક્ષાદિક સ્થાપનાચાર્ય સ્થાપીએ ને તે ન હોય તો જ્ઞાન, દર્શન અને ચારિત્રના ઉપકરણ સ્થાપીને તેની આગળ ક્રિયા કરવી.

"અક્ષ, વરાટક (કોડા), કાષ્ટ (ઠાંડા, પાટી વિગેરે કાષ્ટના ઉપકરણો), પુસ્તક અને તેનો અભાવ હોયતો ચિત્ર કર્મ

(ચિત્રેલી ગુરૂની મૂર્ત્તિ વા જિન મૂર્ત્તિ) અથવા ગુરૂની પ્રતિમા કે જિન પ્રતિમા એટલા પ્રકારે ગુરૂની સ્થાપના કરવી. તેમાં ગુરૂની મૂર્ત્તિ તથા પ્રતિમાદિકની આકાર સહિત જે સ્થાપના તેને સદ્‌ભાવ સ્થાપના અને અક્ષાદિકની સ્થાપના તે અસદ્‌ભાવ સ્થાપના જાણવી.* તેમાં પણ થોડા કાળ રહે અને દીર્ઘ કાળ રહે એ ભેદે કરી ઈત્વર અને યાવત્કથિક એ બે ભેદ પણ જાણવા. એ સ્થાપનાની પણ ગુરૂની પરે આશાતના ટાળવી.

"જ્યારે સાક્ષાત્ ગુણવંત ગુરૂનો વિરહ હોય ત્યારે †ગુરૂપદેશોપદર્શનને અર્થે સ્થાપના સ્થાપવી. જેમ જિનેશ્વરનો વિરહ છતાં તેમની પ્રતિમાનું સેવન કરીને આમંત્રણ કરવું સફળ થાય છે, તેમ ગુરૂ વિરહે ગુરૂની સ્થાપના પણ સફળ હોય છે."

એમ શુદ્ધ સ્થાને, ગુરૂ સમીપે અથવા ગુરૂ ન હોય તો સ્થાપનાચાર્ય સમીપે આચરણીય એવા-જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વીર્યાચારરૂપ જે પંચ આચાર તેની વિશુદ્ધિને નિમિત્તે પ્રાતઃકાળે અને સાયંકાળે પ્રતિક્રમણ કરવું. પ્રતિક્રમણ એ શબ્દ આવશ્યક વાચ્ય છે. કારણ કે એ ક્રિયાનું મૂળ નામતો "આવશ્યક ક્રિયા" છે. અને પ્રતિક્રમણ એ આવશ્યકમાંનું ચોથું આવશ્યક છે.

આવશ્યક-અવશ્ય ક્રિયાને વિષે રૂઢ એવા સાધુ પ્રમુખ અવશ્ય કરે તે, જ્ઞાનાદિ ગુણ અને મોક્ષ એ સમસ્ત પ્રકારે જેનાથી વશ કરાય તે, તેમજ ઇન્દ્રિય કષાયાદિ ભાવશત્રુ જેનાથી સમસ્તપ્રકારે વશ કરાય છે તે-આવશ્યક.

---

*આ અધિકાર વિષે અનુયોગ દ્વારમાં સૂત્રપાઠ છે.

† ગુરૂના ઉપદેશ (આદેશ) ને દેખાડવા માટે.

પ્રતિક્રમણ એ ષડધ્યયનાત્મક (છ આવશ્યકે યુક્ત) છે. સામાયકાધ્યયન, ચતુર્વિંશતિસ્તવાધ્યયન, વંદનકાધ્યયન, પ્રતિક્રમણાધ્યયન, કાયોત્સર્ગાધ્યયન અને પ્રત્યાખ્યાનાધ્યયન.

પ્રથમ સામાયકાધ્યયનને વિષે સર્વ સાવદ્યયોગની વિરતિ એ અધિકાર. બીજા ચતુર્વિંશતિ સ્તવાધ્યયનને વિષે પ્રધાન કર્મક્ષયના કારણ, પ્રાપ્તબોધિની વિશુદ્ધિના હેતુ, પુનઃ બોધિ પ્રાપ્ત થવાનાં કારણ, અને સાવદ્ય યોગ વિરતિ ઉપદેશકત્વ વડે ઉપકારી એવા તીર્થંકર માહારાજાનું ગુણોત્કીર્ત્તન એ અધિકાર. ત્રીજા વંદનકાધ્યયનને વિષે વ્રત પિંડવિશુદ્ધયાદિ મૂળ ઉત્તર ગુણે કરીને ગુણવંત એવા ગુરૂની પ્રતિપત્તિ તથા વંદન એ અધિકાર. ચોથા પ્રતિક્રમણાધ્યયનને વિષે સંવેગ પ્રાપ્ત પ્રાણીએ વિશુદ્ધ અધ્યવસાયના વશથી પોતાને આચરણ કરવા લાયક મૂળ ઉત્તર ગુણને વિષે પ્રમાદાદિવડે થયેલ હોવની- 'આ અકાર્ય છે' એમ ભાવના ભાવતાં-નિંદા કરવી એ અધિકાર. પાંચમા કાયોત્સર્ગાધ્યયનને વિષે ચારિત્રરૂપ ભાવ પુરૂષને અતિચાર રૂપ જે ભાવવ્રણ* તેની દશ વિધ પ્રાયશ્ચિતરૂપ ભેષજે† કરીને ચિકિત્સા કરવી એ અધિકાર. છઠ્ઠા પ્રત્યાખ્યાનાધ્યયનને વિષે મૂળ ઉત્તર ગુણની પ્રતિપત્તિ‡ તથા તેનું નિરતિચારપણે સંધારણ॥ એ અધિકાર. એ પ્રમાણે છ આવશ્યકમાં અધિકારનો સમાવેશ છે. એ શિવાયના અંતર અધિકારોનો પણ તેમાંજ સમાવેશ થાય છે.

તેમાં સામાયકવડે ચારિત્રાચારની શુદ્ધિ થાય છે. ચતુર્વિંશતિ સ્તવે કરીને દર્શનાચારની શુદ્ધિ થાય છે. વંદનથી પાંચે

* આત્મિકવ્યાધિ. † ઔષધ.
‡ પ્રાપ્તિ. ॥ સમ્યક્ પ્રકારે ધારણ કરવું.

આચારની શુદ્ધિ થાય છે. પ્રતિક્રમણથી પંચાચારના અતિચારનું અપનયન* થાય છે. પ્રતિક્રમણથી શેષ રહેલા જે અતિચાર તેનું કાયોત્સર્ગે કરીને અપનયન થાય છે. પ્રત્યાખ્યાનથી તપાચારની વિશુદ્ધિ કરાય છે, અને વીર્યાચારની વિશુદ્ધિ તો એ સઘળાથી થાય છે.

એ પ્રમાણે આચરણ કરવા લાયક જે પાંચ આચાર તેની વિશુદ્ધિ એ પ્રતિક્રમણ ક્રિયાનો હેતુ છે.

દેવસિ પ્રતિક્રમણમાં સૂર્ય અરધો અસ્ત થયો હોય તેવે સમયે વંદિતાસૂત્ર આવે. એવી રીતે પ્રતિક્રમણની શરૂઆત કરવી અને પ્રતિક્રમણ કરી દશ પડિલેહણા કરી રહ્યા પછી સૂર્ય ઉગે એવી રીતે રાઈ પ્રતિક્રમણની શરૂઆત કરવી-એ પ્રમાણે પ્રતિક્રમણ કરવાનો સમય ઉત્સર્ગે શાસ્ત્રકારોએ બતાવ્યો છે. અપવાદથી તો દિવસના તૃતીય પ્રહરથી અર્ધ રાત્રિ સુધી દેવસિ પ્રતિક્રમણનો સમય અને અર્ધ રાત્રિથી દિવસના એક પ્રહર સુધી રાઈ પ્રતિક્રમણનો સમય કહ્યો છે. યોગશાસ્ત્રની વૃત્તિમાં અપવાદે દિવસના મધ્યાન્હથી અર્ધરાત્રિ સમય સુધી દેવસિ પ્રતિક્રમણ અને મધ્ય રાત્રિથી દિવસના મધ્યભાગ સુધી રાઈ પ્રતિક્રમણ થઈ શકે એમ કહ્યું છે. પરંતુ આ સર્વે અપવાદ માર્ગ તે ખરેખરા કારણને આશ્રી છે. જેવા તેવા કારણને માટે અપવાદ માર્ગ ગ્રહણ કરી રીતિ વિરૂદ્ધ કરવું એ યુક્ત નથી.

ઉપર બતાવેલા સમયે શુદ્ધ વસ્ત્ર પહેરી શુદ્ધ સ્થળે કટાસણું પાથરી બેસવું. પછી વિરતિપણામાં કરેલી ક્રિયા પુષ્ટિકારક અને ફળ દાતા થાય છે તેથી પ્રતિક્રમણની આદિમાં પણ

* દૂર થવું તે.

સામાયિક ગ્રહણ કરાય છે તેથી પ્રથમ-સામાયિક લેવું. (પ્રત્યાખ્યાન) પચ્ચખ્ખાણ એ છઠ્ઠું આવશ્યક છે, તેટલે સુધી પહોંચતાં પચ્ચખ્ખાણનો સમય વિતી જાય માટે સામાયિક પછી પ્રત્યાખ્યાન લેવામાં આવે છે. પ્રત્યાખ્યાન વખતે છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહી વાંદણાં દેવાં જોઇએ. એ હેતુ પૂર્વક પ્રાતે પણ પ્રત્યાખ્યાન કરતાં પ્રથમ મુહપત્તિ પડિલેહી વાંદણાં દેવામાં આવે છે.

પછી આવશ્યક ક્રિયાનો આરંભ કરતાં પ્રથમ દેવ ગુરૂ વંદન કરવામાં આવે છે, કારણ કે સર્વે અનુષ્ઠાન દેવગુરૂના વંદન, વિનય અને બહુમાનાદિ ભક્તિ પૂર્વક સફળ થાય છે. કહ્યું છે કે—

विणयाहीआ विज्जा, दिंति फलं इह परे य लोगंमि।
न फलंति विणयहीणं, सस्साणिव तोअहीणाणि ॥

"વિનયે અધિત વિદ્યા આ લોક અને પરલોકને વિષે ફળ આપે છે અને વિનયહીન વિદ્યા જળ વિના ધાન્યની જેમ ફળતી નથી."

भत्ताइ जिणवराणं, खिज्जंति पुव्वसंचिया कम्मा।
आयरियनमुक्कारेण, विज्जामंताचि सिज्झंति॥

"જિનેશ્વરની ભક્તિથી પૂર્વ સંચિત કર્મ ક્ષય થાય છે અને આચાર્યને નમસ્કારાદિ કરવાથી વિદ્યામંત્ર પણ સિદ્ધ થાય છે."

લૌકિકને વિષે પણ રાજા અને પ્રધાનાદિના બહુમાનવડે સ્વસમીહિત* કાર્યની સિદ્ધિ થાય છે. અહીં રાજાને સ્થાને શ્રી

*પોતાના વાંછિત.

તીર્થંકર મહારાજા અને પ્રધાનાદિ સ્થાને આચાર્યાદિ ગુરૂ મહારાજ જાણવા. એ હેતુથી પ્રથમ દેવવંદન કરવામાં આવે છે. ચૈત્યવંદનભાષ્યમાં દેવવંદન બાર અધિકારે કહ્યું છે–

पढमहिगारे वंदे, भावजिणे बीयए उ दव्वजिणे ।
इगचेइय ठवणजिणे, तइय चउथ्थंमि नामजिणे ॥
तिहुअणठ्ठवणजिणे पुण, पंचमए विहरमाणजिण छठ्ठे ।
सत्तमए सुयनाणं, अठ्ठमए सव्व सिद्धथुई ॥
तिथ्थाहिव वीरथुइ, नवमे दसमेय उज्जयंत थुइ ।
अठ्ठावयाइ इगदिसि, सुदिठ्ठिसुरसमरणा चरिमे ॥
नमु जेअ अरिहं लोग सव्व पुक्ख तम सिद्ध जोदेवा ।
उज्जिं चत्ता वेआवच्चग अहिगार पढम पया ॥

ભાવાર્થ–' नमुथ्थुणं ' થી માંડીને ' जिय भयाणं ' પર્યંત પહેલા અધિકારને વિષે જે તીર્થંકર થયા છે–કેવળ જ્ઞાન પામ્યા છે એવા ભાવજિનને વાંદું છું. ' जेअ अइआ सिध्दा ' એ ગાથાવડે બીજા અધિકારને વિષે આગળ થશે એવા દ્રવ્ય જિનને વાંદું છું. (આ બે અધિકાર નમુથ્થુણંને વિષે છે.) શાસ્ત્રકારે કહેલા પાંચ દંડકમાં એ પ્રથમ શક્રસ્તવ દંડક જાણવું. ત્રીજા અધિકારને વિષે એક ચૈત્યના સ્થાપના જિનને વાંદું છું, એટલે એક દેરાસર માંહેલી સર્વ પ્રતિમાઓને વંદન કરવું એ 'अरिहंत चेइयाणं' સૂત્રથી જાણવું (એ બીજું ચૈત્યસ્તવ દંડક). 'लोगस्स उज्जोयगरे' રૂપ ચોથા અધિકારને વિષે શ્રીઋષભાદિક નામ જિનને વાંદું છું. ... अरिहंत चेइयाणं ' રૂપ

પાંચમા અધિકારને વિષે સ્વર્ગ મૃત્યુ અને પાતાળ એ ત્રણ ભુવનને વિષે શાશ્વતા અશાશ્વતા જે સ્થાપના જિન છે તે પ્રત્યે વાંદું છું. (આ ત્રીજું નામસ્તવ દંડક જાણવું.) તથા 'पुक्खरवरदीवड्ढे' ની પ્રથમ ગાથા રૂપ છઠ્ઠા અધિકારને વિષે અઢીદ્વીપ મધ્યે શ્રીસીમંધર સ્વામી વિગેરે વિચરતા ભાવજિન પ્રત્યે વાંદું છું. 'तमतिमिर पडल' એ પદથી 'सुअस्स भगवओ' પર્યંત સાતમા અધિકારને વિષે શ્રુતજ્ઞાન પ્રત્યે વાંદું છું. (એ ચોથું શ્રુતસ્તવ દંડક) 'सिद्धाणं' એ પ્રથમ ગાથારૂપ આઠમા અધિકારને વિષે તીર્થ અતીર્થાદિક પંદર ભેદવાળા સર્વ સિદ્ધની સ્તુતિ જાણવી. 'जो देवाणविदेवो' અને 'इक्कोविनमुक्कारो' એ બે ગાથા રૂપ નવમા અધિકારને વિષે વર્ત્તમાન તીર્થના અધિપતિ શ્રીવીર ભગવાનની સ્તુતિ જાણવી. 'उर्जित सेल सिहरे' એ ગાથારૂપ દશમા અધિકારને વિષે શ્રી રૈવતાચળ મંડણ નેમિનાથ ભગવાનની સ્તુતિ જાણવી. તથા 'चत्तारि अट्ट दस दोय वंदिया' એ ગાથા રૂપ અગીઆરમા અધિકારને વિષે અષ્ટાપદાદિકને વિષે શ્રી ભરતેશ્વરે કરાવેલી ચોવીશ જિનપ્રતિમાની સ્તુતિ જાણવી* (એ સિદ્ધસ્તવ દંડક જાણવું.) 'वेयावच्चगराणं' એ ગાથા રૂપ બારમા અધિકારને વિષે સમ્યક્ દ્રષ્ટિ દેવતાને સ્મરવા રૂપ સ્તુતિ જાણવી.

ભાષ્યકારે ખુલાસો કર્યો છે કે આ બાર અધિકારમાંથી બીજો, દશમો અને અગિયારમો એ ત્રણ શિવાયના નવ અધિ-

* આ ગાથાના જુદા જુદા નવ પ્રકારના અર્થ કરી ભિન્ન ભિન્ન પ્રકારે તીર્થંકર મહારાજાની સ્તુતિ થાય છે. જુઓ ચૈત્યવંદન ભાષ્ય સાર્થપ્રતિક્રમણ સૂત્રની ચોપડી મધ્યે.

કાર તો લલિતવિસ્તરા નામે ભાષ્યની વૃત્તિ આદિકના અનુસારથી જાણવાં. બાકીના ત્રણ અધિકાર શ્રુતની પરંપરાથી એટલે સિદ્ધાંતના વ્યાખ્યાનની પરે તથા ગીતાર્થ સંપ્રદાયથી જાણવા. આવશ્યક સૂત્રની ચૂર્ણી તથા પ્રતિક્રમણ ચૂર્ણી મધ્યે એ અધિકાર સંબંધી કહ્યું છે, તેથી તે અધિકાર પણ શ્રુતમય જાણવા.

એ પ્રમાણેના બાર અધિકારે કરીને દેવવંદન કરવામાં આવે છે. પ્રતિક્રમણ સૂત્રોના અર્થ ધારણ કરનારને આ વિષય સમજવાનું વધારે સરળ પડે છે. એના અંતરમાં ચાર સ્તુતિ બોલાય છે, તે પણ દેવવંદન નિમિત્તે શક્રસ્તવ અને ચૈત્યસ્તવ બોલી પ્રસ્તુત અંગીકાર કરેલા ચોવીશમાંથી જે કોઇ તીર્થંકર મહારાજા તેને 'અધિકૃતજિન' કહીએ અને તેથી પ્રથમ સ્તુતિ તે એક જિનની જાણવી. દરેક સ્તુતિજોડામાં પ્રથમ સ્તુતિમાં અધિકાર પણ તેવો જ હોય છે. તેથીજ કાયોત્સર્ગ કરવાના સમયે 'अरिहंत चेईयाणं करेमिकाऊस्सग्गं' એમ બોલવામાં આવે છે. બીજી સ્તુતિ સર્વ તીર્થંકરોની સાધારણ ભક્તિરૂપ હોય છે અને તે 'નામસ્તવ' બોલ્યા પછી 'सव्वलोऐ अरिहंत चेइयाणं करेमिकाउस्सग्गं' એમ બોલી કાયોત્સર્ગ કર્યા પછી બોલવામાં આવે છે. ત્રીજી સ્તુતિ શ્રુત-સિદ્ધાંતની હોય છે અને તે શ્રુતસ્તવ બોલ્યા પછી 'सुअस्स भगवओ करेमि काउस्सग्गं' એમ પાઠ ભણી કાયોત્સર્ગ કર્યા પછી બોલવામાં આવે છે. ચોથી સ્તુતિ જિનશાસનના વૈયાવૃત્ય કરનાર સમ્યગ્દ્રષ્ટિ દેવતાઓની હોય છે અને તેથી સિદ્ધસ્તવ બોલ્યા પછી વૈયાવચ્ચગરાણં એ સૂત્ર બોલી કાયોત્સર્ગ કરીને બોલવામાં આવે છે. એમાં પ્રથમ ત્રણ સ્તુતિ જેની બોલવામાં આવે છે તેના

અધિષ્ઠાતાની છ નિમિત્તે ભક્તિનો લાભ મળે તે માટે કાયોત્સર્ગ કરવામાં આવે છે. અને તે પ્રમાણે ત્રણે કાયોત્સર્ગની આદિમાં 'वंदणवत्तिआओ' વિગેરે છ પદ બોલવામાં આવે છે. 'वंदणवत्तिआओ' એટલે 'પ્રભુને વંદન કરવાથી જે લાભ થાય તે કાયોત્સર્ગ કરવાથી થાઓ' એમ પ્રાર્થના છે. 'पूअणवत्तिआओ' એટલે 'પ્રભુની વિવિધ પ્રકારે પૂજના કરવાથી જે લાભ થાય તે કાયોત્સર્ગ કરવાથી થાઓ' એમ પ્રાર્થના છે. 'सक्कारवत्तिआओ' એટલે 'જિનેશ્વરને આભરણ ચઢાવવા પ્રમુખ સત્કારાદિથી જે લાભ થાય તે કાયોત્સર્ગથી થાઓ' એમ પ્રાર્થના છે. 'सम्माणवत्तिआओ' એટલે 'જિનેશ્વરની સ્તવના-ગુણાદિ કહેવાથી જે લાભ થાય તે કાયોત્સર્ગથી થાઓ' એમ પ્રાર્થના છે. 'बोहिलाभवत्तिआओ' અને 'निरुवसग्गवत्तिआओ' એટલે 'કાયોત્સર્ગથી સમકિતનો લાભ થાઓ, અને નિરૂપસર્ગ તે જન્મજરામરણાદિકથી રહિતપણું થાઓ' આવા હેતુપૂર્વક ત્રણ કાયોત્સર્ગ કરવામાં આવે છે, અને ચોથો કાયોત્સર્ગ સમ્યગ્દૃષ્ટિ દેવતાઓના સ્મરણને અર્થે કરવામાં આવે છે.

એ દેવવંદનને વિષે મુદ્રાવિધિ આ પ્રમાણે જાણવી. [illegible]

[illegible]દેવસૂરિકૃત वंदन पंचाशक वृत्ति પ્રમાણે પ્રણિ[illegible] સમય
[illegible]થુણં) ની આદિ અને [illegible]
પંચાંગ-તે બે જાનુ, બે [illegible] પંચાંગ [illegible] મુ-
મુદ્રા અંગવિન્યાસ વિશેષ

"અન્યોન્યાંતરિત અંગુલિ એટલે બે હાથની દશે અંગુલિ અન્યોન્ય અંતરિત અને કમલના ડોડાને આકારે જોડીને કીધા એવા બે હાથ તથા પેટ ઉપર કોણિ સંસ્થિત રહી છે જેની–એવે પ્રકારે રહેવું તે યોગમુદ્રા જાણવી."

ચતુર્વિંશતિ સ્તવાદિ બીજા પાઠોમાં પણ યોગમુદ્રા જાણવી. એમાં કોઇ આશંકા કરે કે જીવાભિગમ સૂત્રને વિષે તો 'વામ જાનુ સમાકુંચિત,* દક્ષિણ જાનુ જમીન ઉપર વિન્યસ્ત† અને લલાટપટ્ટે ઘટિત કર કુડ્મલ‡' એ પ્રમાણે રહીને શક્રસ્તવ બોલવાનું કહ્યું છે તેનું કેમ ? તો તેઓએ જાણવું કે એ પણ સત્ય છે પરંતુ એમ જ કરવું અને બીજી રીતે યુક્ત નથી એમ કહેવું ઘટિત નથી; કારણ કે જ્ઞાતાસૂત્રમાં પર્યંકાસને બેસવું અને કરકોરક§ શિરોધિનિવેશિત|| કરી શક્રસ્તવ બોલવું એમ દેખાડયું છે. વળી શ્રીહરિભદ્રાચાર્યે ચૈત્યવંદન વૃત્તિને વિષે ક્ષિતિ ઉપર જાનુ સ્થાપન કરી, કરતલ મસ્તકે રાખી, ભુવનગુરુને વિષે નયન મન સ્થાપન કરી પ્રણિપાત દંડક બોલવું એમ કહ્યું છે. એમ વિવિધ વિધિ દર્શાવેલ છે તે સર્વે પ્રમાણ છે. કારણ કે તે સર્વે પ્રમાણ ગ્રંથોને વિષે કહેલ છે અને વિશેષ પ્રકારે વિનયને સૂચવનાર છે, તેથી કોઇ પણ વિધિનો નિષેધ કરવો એ યુક્ત નથી. એમ યોગમુદ્રાએ શક્રસ્તવનું પઠન કરવું એ વિરોધિત નથી 'अरिहंत चेइयाणं' ઇત્યાદિ દંડક પાઠમાં જિનમુદ્રા તથા યોગમુદ્રા ઉભયનો યોગ¶ છે. કાઉસગ્ગમાં માત્ર જિનમુદ્રાએ રહેવાનું છે જિનમુદ્રા નીચે પ્રમાણે–

* સંકોચેલો, † સ્થાપેલો ‡ કપાળ સાથે લગાડેલી બે હાથની અંજલી. § હસ્ત કમળનો ડોડો ( બને હાથ ભેગા કરેલા. ) || મસ્તકે સ્થાપન કરવા તે ¶ જિનમુદ્રા પગ આશ્રિત, અને યોગમુદ્રા હસ્તાશ્રિત છે.

चत्तारि अंगुलाई, पुरओ उणाई जथ्थ पच्छिमओ ।
पायाणं उस्सग्गो, एसा पुण होइ जिणमुद्दा ॥

"પગના આગળના અંગુલિ તરફના પહોંચાને માંહોમાંહે ચાર આંગળનો અંતર અને પાછળની બાજુના ભાગમાં માંહો માંહે ચાર અંગુલથી ઓછો અંતર રાખી ઉભું રહેવું તે જિનમુદ્રા."

એ પ્રમાણે દેવવદન કરીને ચાર ક્ષમાશ્રમણ પૂર્વક भगवान्हं વિગેરે બોલી ગુરુમહારાજાને વંદન કરવું અને પછી શ્રાવક 'इच्छकारि समस्त श्रावक वंदु'*, એમ બોલે.

એ પ્રમાણે ચારિત્રાચારાદિની શુદ્ધિ કરવાના વિધિને વિષે તે સંબંધી કાર્યસિદ્ધિને ઇચ્છનારો શ્રાવક, ચારિત્રાચારાદિના આરાધક ભગવાન્, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુ મહારાજાને સમ્યક્ પ્રકારે નમસ્કાર કરી અતિચારરૂપ ભારથી ભરેલો હોય તેમ કાયરૂપ યષ્ટિ નીચી નમાવી-શિર ભૂતળે સ્થાપી-સકલ અતિચારનું બીજક 'सव्वसवि देवसिअ' એ સૂત્ર બોલે. એ સૂત્ર સર્વ પ્રતિક્રમણનું બીજક જાણવું. બીજકના ઉપન્યાસવડે ભગવંતના દર્શનને વિષે સર્વ અર્થની સામાન્ય વિશેષ રૂપતા પમાય છે. બીજા પણ ઘણા ગ્રંથોને વિષે એવા બીજક હોય છે, તે પ્રમાણે અત્રે પણ જાણવું. એ સૂત્રનો અર્થ આ પ્રમાણે છે-"સર્વે દિવસ સંબંધી અતિચાર-દુશ્ચિંતિત એટલે દ્વેષાદિકવડે દુષ્ટકાર્યો ચિંતવવાથી થયા હોય તે—દુર્ભાષિત એટલે ઉપયોગ રહિત અનિષ્ટ દુષ્ટાદિ ભાષા બોલ-

* આ પ્રમાણે બોલવાનું પ્રવર્તન કેટલેક સ્થાનકે નથી પણ શાસ્ત્રોક્ત છે માટે બોલવું જોઇએ.

વાથી થયા હોય તે-દુશ્ચેષ્ટિત એટલે ઉપયોગ રહિત હાલવા ચાલવાથી તથા કામાસનાદિક કાર્યની દુષ્ટ ચેષ્ટા રૂપ પ્રવૃત્તિ કરવાથી થયા હોય તે-મારા મિથ્યા થાઓ." આખા પ્રતિક્રમણનો હેતુ આજ છે. પ્રતિક્રમણમાં આ સર્વ ક્રિયા વિસ્તારથી કરવાની છે, માટે આ સૂત્રને બીજક રૂપ જાણવું.

પછી ઉઠીને પ્રથમ ચારિત્રાચારની શુદ્ધિને અર્થે 'करेमिभंते सामाइअं' અને 'इच्छामि ठामि काउंस्सग्गं' વિગેરે સૂત્રો બોલી કાયોત્સર્ગ કરે.

સમીક્ષક-જ્ઞાનાચારાદિકની શુદ્ધિ અર્થે કાયોત્સર્ગ કર્યા શિવાય પ્રથમજ ચારિત્રાચારની શુદ્ધિને અર્થે કાયોત્સર્ગ કરવો તેનું શું કારણ?

ઉત્તર—જ્ઞાનાદિને વિષે ચારિત્ર એ શ્રેષ્ઠ છે; કારણ કે એ મુક્તિનું અનંતર કારણ છે અને જ્ઞાનાદિ પરંપર કારણ છે. સંપૂર્ણ ચારિત્ર જે યથાખ્યાત તે શૈલેશી અવસ્થાને વિષેજ પ્રાપ્ત થાય છે અને તદનંતર પ્રાણી અવશ્ય મુક્તિ પામે છે. સંપૂર્ણ જ્ઞાન એટલે કેવળજ્ઞાન પ્રાણીને મોહની આદિ ચાર ઘાતી કર્મોનો ક્ષય થવાથી થાય છે પણ તદનંતર અવશ્ય મુક્તિ પ્રાપ્ત થતી નથી; કારણ કે જ્ઞાન પામ્યા પછી કેવળી અવસ્થામાં આયુષ્ય હોય તો વિચરે છે. જઘન્યથી કોઇ પ્રાણી અંતગડકેવળી* થાય તોપણ તેને સયોગી અયોગી ગુણસ્થાનકના ભાવથી એક અંતર્મુહૂર્ત્તનું અંતર હોય છે એટલે કેવળ જ્ઞાન થયા પછી યથાખ્યાત ચારિત્ર પ્રાપ્ત થાય અને તે પછી પ્રાણી મુક્ત થાય. કહ્યું છે કે-

* આયુષ્યને અંતેજ કેવળજ્ઞાન થયું હોય અને ત્યાર પછી તરતજ જે મોક્ષે જાય તે.

जम्हा दंसण नाणा, संपुन्नफलं न दिंति पत्तेअं।
चारित्तजुआ दिंतिअ, विसिस्सए तेण चारित्तं ॥

"ચારિત્ર વિના જ્ઞાન અને દર્શન પ્રત્યેક સંપૂર્ણ ફળ આપતા નથી પરંતુ ચારિત્રે યુક્ત હોય તો સંપૂર્ણ ફળ આપે છે તેથી ચારિત્ર ગરિષ્ટ છે." તથા—

सम्मत्तं अचरित्तस्स, हुज्ज भयणाए निअमसो नत्थि।
जो पुण चरित्त जुत्तो तस्सउ नियमेह सम्मत्तं ॥

"અચારિત્રવંતને ભજનાએ સમકિત હોય પણ નિયમ નથી; પરંતુ ચારિત્રે યુક્ત પ્રાણીને નિયમે સમકિત હોય."

વળી ગોત્રવૃદ્ધ પુરૂષ સદ્‌ગુણી અને પરાક્રમી બાળકને પ્રણામ ન કરે પરંતુ રાજ્યલક્ષ્મીએ અંલકૃત બાળક હોય તો તેને સર્વે નમસ્કાર કરે; એજ પ્રમાણે કેવળજ્ઞાની ગૃહસ્થ હોય તો તેને જનસમૂહ પ્રણામ કરતો નથી, પરંતુ ચારિત્રે* કરીને સંયુક્ત થાય ત્યારે તેને જનસમૂહ અને શક્રાદિ દેવો પણ પૂજે છે. આ કારણથી કેવળ જ્ઞાનથી પણ ચારિત્ર અધિક ગણાય છે અને તેટલા માટેજ વિચક્ષણ મનુષ્યો તે પ્રાપ્ત કરવાને ઇચ્છાવંત હોય છે. એવી રીતે જ્ઞાનાદિને વિષે ચારિત્ર ગરિષ્ટ છે માટે પ્રથમ ચારિત્રાચારની શુદ્ધિને અર્થે કાયોત્સર્ગ કરવો.

કાયોત્સર્ગ નવ પ્રકારે થાય છે—૧ ઊભો રહી કાયોત્સર્ગને વિષે ધર્મ શુક્લ ધ્યાન ધ્યાય તે ઊચ્છ્રિતોચ્છ્રિત. ૨ જેને વિષે ધર્માદિ ચારમાંથી કોઇ પણ પ્રકારનું ધ્યાન ન ધ્યાય તે દ્રવ્યોચ્છ્રિત. ૩ જેને વિષે આર્ત્ત રૌદ્ર ધ્યાન ધ્યાય તે દ્રવ્યથી ઊભેલો

---

* મુનિવેષ.

અને ભાવથી બેઠેલો એટલે ઊચ્છ્રિતનિષણ્ણ. આ ત્રણ પ્રકાર ઊભા રહીને કાયોત્સર્ગ કરવા આશ્રી છે. ૪ બેસીને કાયોત્સર્ગ કરે અને જેને વિષે ધર્મ શુક્લ ધ્યાન ધ્યાય તે દ્રવ્યથી બેઠેલો પરંતુ ભાવથી ઊભેલો છે માટે નિષણ્ણોચ્છ્રિત. ૫ ધર્માદિચાર ધ્યાનમાંથી કોઇ પણ ધ્યાન ન ધ્યાય તે નિષણ્ણ. ૬ જેને વિષે આર્ત્ત રૌદ્ર ધ્યાન ધ્યાય તે નિષણ્ણોનિષણ્ણ. આ ત્રણ ભેદ બેસીને કાયોત્સર્ગ કરવા આશ્રી છે. ૭ સુતો કાયોત્સર્ગ કરે અને તેને વિષે ધર્મ શુક્લ ધ્યાન ધ્યાય તે નિપન્નોચ્છ્રિત. એટલે દ્રવ્યે સુતેલો છે પણ ભાવથી ઊભેલો ગણાય. કારણ કે તે શુભ ધ્યાનને વિષે પ્રવર્ત્તમાન છે. ૮ જેને વિષે ધર્માદિ ચાર ધ્યાન ન ધ્યાય તે નિપન્ન. ૯ જેને વિષે આર્ત્ત રૌદ્ર ધ્યાન ધ્યાય તે નિપન્નનિપન્ન. એ પ્રકારના નવ ભેદમાંથી પ્રથમ ભેદ દ્રવ્યે-શરીરથી પણ ઊભા રહીને અને ભાવથી-શુદ્ધ પરિણામવત થઇને ઉચ્છ્રિતોચ્છ્રિત રીતે કાયોત્સર્ગ કરવો.

૧. ઘોડાની પરે એક પગ ઉંચો રાખે, વાંકો પગ રાખે તે घोटक दोष.

૨. જેમ વાયરાથી વેલડી હાલે તેમ શરીરને ધુણાવે તે लता दोष.

૩. થાંભલા પ્રમુખને ઓઠીંગણ દઇ રહે તે स्तंमादि दोष.

૪. ઉપર મેડી અથવા માળ હોય તેને મસ્તક ટેકાવી રહે તે माल दोष.

૫. ગાડાની ઉધિનીપરે અંગુઠા તથા પાની મેળવીને પગ રાખે તે उध्वि दोष.

૬. નિગડમાં પગ નાંખ્યાનીપરે પગ પહોળા રાખે તે निगड दोष.

૭. નગ્ન ભિલડીની પરે ગુહ્યસ્થાનકે હાથ રાખે તે શબરિ દોષ.

૮. ઘોડાના ચોકડાની પરે હાથ રજોહરણ સુદ્ધાં આગળ રાખે તે ખલિણ દોષ.

૯. નવ પરણીત વધૂનીપરે માથું નીચું રાખે તે વધૂ દોષ.

૧૦. નાભિની ઉપર અને ઢીંચણથી નીચે જાનુ ઉપર લાંબુ વસ્ત્ર રાખે તે લંબોત્તર દોષ.*

૧૧. ડાંસ મસાના ભયથી, અજ્ઞાનથી અથવા લજ્જાથી હૃદયને આચ્છાદન કરી સ્ત્રીનીપરે ઢાંકી રાખે તે સ્તન દોષ.

૧૨. શીતાદિકના ભયથી સાધ્વીની જેમ બંને સ્કંધ ઢાંકી રાખે એટલે સમગ્ર શરિર આચ્છાદિત રાખે તે સંયતિ દોષ.

૧૩. આલાવો ગણવાને અર્થે અથવા કાયોત્સર્ગની સંખ્યા ગણવાને અંગુલી તથા પાંપણના ચાળા કરે તે ભમુહંગુલી દોષ.

૧૪. કાગડાનીપરે ડોળા ફેરવે તે વાયસ દોષ.

૧૫. પહેરેલા વસ્ત્ર યૂકા અથવા પ્રસ્વેદે કરી મલિન થવાના ભયથી કોઠનીપરે લુગડું ગોપવી રાખે તે કપિત્થ દોષ.

૧૬. યક્ષાવેશિતનીપરે માથું ધૂણાવે તે શિરઃકંપ દોષ.

૧૭. મુંગાનીપરે હું હું કરે તે મૂક દોષ.

૧૮. આલાવો ગણતા મદિરાનીપરે બડબડાટ કરે તે મદિરા દોષ.

---

* એ દોષ સાધુ આશ્રી જાણવો. કેમકે નાભિથી નીચે અને ઢીંચણથી ચાર આંગળ ઉપર સાધુને ચોળપટ્ટો પહેરવો કહ્યો છે.

૧૯. વાનરનીપરે આસપાસ જોયા કરે, ઓષ્ટપુટ ચલાવે તે પ્રેક્ષ્ય દોષ.

કાયોત્સર્ગના એ પ્રકારે ઓગણીશ દોષ છે. કેટલાએક ભ્રમુહ અને અંગુલી એ બે જુદા દોષ ગણે છે તે વારે વીશ થાય. ૧૯ દોષમાં લંબુત્તર, સ્તન અને સંયતિ એ ત્રણ સાધ્વીને ન હોય; કેમકે એનું શરીર વસ્ત્રાવૃત હોય. માટે સાધ્વી આશ્રી સોળ દોષ જાણવા. અને તેમાંથી એક વધૂ દોષ ન ગણતા શ્રાવિકા આશ્રી પંદર દોષ જાણવા.

એ પ્રમાણેના દોષે રહિત પૂર્વોક્ત પ્રકારે પ્રથમ કાયોત્સર્ગ ચારિત્રાચારની શુદ્ધિ અર્થે કરવો. એ કાયોત્સર્ગને વિષે સાધુને ફક્ત એક ગાથાનો અર્થ ચિંતવવાનો છે, એટલે પ્રભાત કાળની પ્રતિલેખનાથી દિવસના તે કાળ પર્યંત જે અતિચાર દોષ લાગ્યા હોય તે વિચારીને મનમાં ધારી રાખવા. કારણ કે તે પછી ગુરુ પાસે તે તે દોષોની આલોચના કરવાની છે. જેથી એ પ્રમાણે ધારણ કરી ન રાખ્યા હોય તો દોષ રહી જાય અને સમ્યક્ રીતે આલોચના ન થાય. લૌકીક વ્યવહારને વિષે પણ રાજા પ્રમુખ આગળ કાંઇ વિજ્ઞપ્તિ કરવી હોય તો પ્રથમથી ધારીને કહેવામાં આવે છે અથવા કાગળમાં ગોઠવીને લખવામાં આવે છે; તેવી જ રીતે આ સ્થાનકે પણ સમજવું. શ્રાવકોને એ કાયોત્સર્ગમાં અતિચારની આઠ ગાથા ગણવાની છે અને તેમાં કહ્યા પ્રમાણે અતિચાર દૂષણમાંથી જે પોતાને તે દિવસમાં લાગ્યા હોય તે ધારી રાખવા.

પૂર્વે કહેલા કાયોત્સર્ગમાં સાધુ નીચેની ગાથા બોલી તેમાં કહ્યા પ્રમાણે અતિચારનું ચિંતવન કરે છે.

सयणासणन्नपाणे, चेइअ जइ सिज्ज काय उच्चारे।
समिई भावण गुत्ती, वितहायरणे अईआरो ॥ २ ॥

ભાવાર્થ—શયન, એટલે સંસ્તારકાદિ, આસન એટલે પીડકાદિ અને અન્નપાન—તેટલું અવિધિએ ગ્રહણ કરવાથી, ચૈત્ય એટલે ચૈત્યને વિષે અવિધિએ વંદન કરવાથી–યતિ એટલે મુનિઓનો યથાયોગ્ય વિનય ન કરવાથી–શય્યા એટલે વસતિ વિષે અવિધિએ પ્રમાર્જના વગેરે કરવાથી–કાય એટલે સ્રી આદિથી યુક્ત સ્થાનને વિષે રહેવાથી–ઉચ્ચાર એટલે પુરીષનું* વિષમ સ્થાનને વિષે વ્યુતસર્જન કરવાથી–પાંચ સમિતિ, બાર ભાવના અને ત્રણ ગુપ્તિ વિગેરેનું અવિધિએ સેવન કરવાથી અથવા નહિ સેવન કરવાથી–વિગેરે ક્રિયામાં વિતથાચરણ† થવાથી અતિચાર દોષ લાગે. તેમાંથી આખા દિવસમાં પોતાને જે અતિચાર લાગ્યા હોય તે સંભારી ધારણ કરી રાખવા. તેમાં અનુક્રમે જે જે પ્રમાણે લાગ્યા હોય તે તે પ્રમાણે પણ ગોઠવી રાખવા. અને તેમાંથી પહેલા લઘુ દોષ અને પછી ગુરૂ દોષ એમ પણ ગોઠવી રાખવા.

ગુરુ મહારાજ એ ગાથા સંબંધી અર્થનું બે વખત ચિંતવન કરે કારણ કે શિષ્યોને દિવસમાં તે તે ક્રિયા સંબંધી ઘણું યાદ કરવાનું હોય, તેથી તેમ થવાથી તેમને પુરતો વખત મળી શકે. શિષ્ય સર્વ દોષનું સ્મરણ કરી રહ્યા હોય અને ગુરુને પારતાં વાર લાગે તો તેટલો વખત ધર્મ ધ્યાન અને શુકલ ધ્યાન ધ્યાય.

---

* વડીનીતિ. † વિપરિત આચરણ.

શ્રાવકોએ પણ અતિચારની આઠ ગાથામાં કહેલા જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર તપાચાર અને વીર્યાચાર–એ પાંચ આચારના જે જે અતિચાર બતાવ્યા છે તેમાંના તે દિવસમાં જે પોતાને લાગ્યા હોય તે ધારી રાખવા.*

એ કાયોત્સર્ગ પારી, ચતુર્વિંશતિસ્તવ (લોગસ્સ) બોલી, જાનુનો પાશ્ચાત્ય ભાગ અને પિંડિકાદિનું પ્રમાર્જન કરી, બેસી† ગુરુ મહારાજાને વંદન કરવા માટે મુહપત્તિ અને કાયા પચવીશ પચવીશ પ્રકારે પ્રતિલેખે (પડિલેહે). તે નીચે પ્રમાણે—

दिट्ठि पडिलेह एगा, छ उड्ढपप्फोड तिग ति अंतरिआ।
अक्खोड पमज्जणया, नव नव मुहपत्ति पणवीसा॥

પ્રથમ મુહપત્તિના બંને પાસા સર્વત્ર દ્રષ્ટિએ કરી જોવા. તે દ્રષ્ટિ પ્રતિલેખના, ત્યાર પછી મુહપત્તિને ફેરવી બે હાથે સાહીને નચાવવારૂપ ત્રણ ત્રણ ઊંચા પખોડા કરવા, તે છ વાર ખંખેરવારૂપ છ ઉર્ધ્વપખોડ પ્રતિલેખના, ત્યાર પછી ત્રણ અખ્ખોડા અને ત્રણ પ્રમાર્જના તે અનુક્રમે ત્રણવાર એક એકને અંતરે કરવા એટલે મુહપત્તિના ત્રણ વધૂટક કરી જમણા હાથની અંગુલીના આંતરાની વચમાં ભરાવીને ત્રણ અખોડા પસલી ભરીએ એટલે ત્રણ વાર મુહપત્તિ ઊંચી રાખી ડાબા

* કેટલાએક શ્રાવકો એ કાયોત્સર્ગમાં આઠ ગાથા ચિંતવવાની છે એમ પણ જાણતા નથી. તેઓએ જાણવું જોઇએ કે નામ માત્ર કાયોત્સર્ગ કરી જે તે બોલી જવાથી ખરો હેતુ સચવાતો નથી–હાલતો મુનિઓમાં પણ ફકત વિધિ પ્રમાણે ચિંતવન કરનાર થોડા જોવામાં આવે છે તો તેઓએ પણ પોતાની શું ફરજ છે એ બરાબર જાણવું [illegible] ગ ઉભા કરવાનું છે એ ધ્યાનમાં રાખવું.

હાથના તળા ઉપર સ્પર્શ કર્યા શિવાય અંદર લઈએ અને પછી ત્રણ પ્રમાર્જના પચલી માંહેથી ઘસીને કાઢીએ, એમ એક એકને આંતરે ત્રણ વાર ત્રણ ત્રણ અખ્ખોડા (ખંખેરવું તે) અને ત્રણ વાર ત્રણ ત્રણ પ્રમાર્જના કરવી એ પ્રમાણે કરતાં નવ અખ્ખોડા (ખંખેરવારૂપ) પ્રતિલેખના અને નવ પ્રમાર્જના (પુંજવા રૂપ) પ્રતિલેખના. એ પ્રમાણે મુહપત્તિની કુલ પચવીશ પ્રતિલેખના થાય.

पायाहिणेण तिअ तिअ, वामेअर वाहु सीस मुह हियए।
अंसुड्ढाहो पिट्ठे, चउ छप्पय देह पणवीसा॥

ડાબે હાથે, જમણે હાથે, મસ્તકે, મુખે અને હૃદયસ્થાને એ પાંચસ્થાને પ્રદક્ષિણાવર્ત્તે કરી ત્રણ ત્રણ વાર પ્રતિલેખના કરવી; એટલે મુહપત્તિને વધૂટકની પરે ગ્રહણ કરી વામ ભુજાદિ પાંચ સ્થાને ફેરવવાથી પન્નર પ્રતિલેખના, બે ખંભાની ઉપર અને બે નીચે તથા વાંસાની બાજુએ એટલે બે ખંભા ઉપર અને બે કાંઇક વાંસાનો ભાગ આવી જાય તેવી રીતે બે કક્ષાને વિષે, એમ ચાર પ્રતિલેખના, અને ત્રણ વામ પગે અને ત્રણ દક્ષિણ પગે કરતાં છ પ્રતિલેખના-એ પ્રમાણે શરીરની પચવીશ પ્રતિલેખના જાણવી.*

સ્ત્રીઓનું શરીર અને મસ્તક વસ્ત્રે આવૃત્ત હોય માટે એને શરીરની પચવીશ પ્રતિલેખનામાંથી ત્રણ મસ્તકની, ત્રણ હૃદયની

---

* કટિથી નીચેના ભાગે મુહપત્તિ ન અડાડવી જોઇએ તેથી શરીરની (૧૯. પ્રતિલેખના મુહપત્તિથી અને બે પગની છ પ્રતિલેખના ચરવળાથી કરવી જોઇએ કેટલાક ચરવળો નથી રાખતા તેમણે, આ વાત ધ્યાનમાં લેવાની છે.

બે ખંભાની અને બે પાસાની એ દશ પ્રતિલેખના ન થઈ શકે તેથી તેઓને પંદર પ્રતિલેખના હોય.

યદ્યપિ આવશ્યક વૃત્તિ અને પ્રવચન સારોદ્ધારાદિ ગ્રંથમાં પ્રતિલેખનાને વિષે જીવ રક્ષાનો હેતુ તથા જિનેશ્વરની આજ્ઞા કહી છે તો પણ મનરૂપ મર્કટને નિયંત્રવા સારૂ અન્ય આચાર્યોએ પચાસ પ્રતિલેખના વખતે પચાશ બોલ મનમાં યાદ લાવવાના કહ્યા છે. તે આ પ્રમાણે—

सुत्तथ्य तत्तदिट्ठी, दंसण मोह तिगंच रागतिगं ॥
देवाई तत्त तिगं, तहय अदेवाइ तत्त तिगं ॥ १ ॥
नाणाइतिगं तह, तव्विराहणा तिन्निगुत्ति दंडतिगं ॥
इय मुहणंतग पडि, लेहणाइ कमसो विचिंतिज्जा ॥ २ ॥
हासो रईअ अरई, भय सोग दुगंछया य वजिज्जा ॥
भुअ जुअलं पेहंतो, सीसे अपसथ्य लेसातिगं ॥ ३ ॥
गारव तिगंच वयणे, उरि सल्ल तिगं कसाय चउ पीठे ॥
पय जुगि छज्जीव वहं, तणुपेहाए त्रिझाणमिणं ॥ ४ ॥

પ્રથમ મુહપત્તિ ઉખેલી તેને બે પાસે જોતાં–'સૂત્ર, અર્થ, તત્વ કરી સદ્દહું' (હૃદયને વિષે ધારણ કરું) એમ ચિંતવવું.

ઉર્ધ્વ પખોડા કરતાં ડાબે હાથે મુહપત્તિને ખંખેરતા 'સમ્યક્ત્વ મોહનીય, મિશ્રમોહનીય, મિથ્યાત્વ મોહનીય પરિહરું' અને જમણે હાથે મુહપત્તિને ખંખેરતાં:–'કામરાગ, સ્નેહરાગ, દ્રષ્ટિરાગ પરિહરું' એમ

તે પછી પ્રથમના ત્રણ અખ્ખોડામાં (જમણા હાથની અંગુલિના આંતરા વચ્ચે મુહપત્તિ ભરાવી, ડાબા હાથના તળમાં અંદર લેતાં) સુદેવ, સુગુરુ, સુધર્મ આદરું' અને પ્રથમની ત્રણ પ્રમાર્જનામાં (ડાબા હાથના તળામાં મુહપત્તિને ત્રણવાર ઘસી કાઢતાં) કુદેવ, કુગુરુ, કુધર્મ પરિહરું એમ ચિંતવવું.

બીજા ત્રણ અખ્ખોડામાં 'જ્ઞાન, દર્શન, ચારિત્ર આદરું' અને ત્રણ પ્રમાર્જનામાં 'જ્ઞાનવિરાધના, દર્શનવિરાધના, ચારિત્ર-વિરાધના પરિહરું' એમ ચિંતવવું.

ત્રીજા ત્રણ અખ્ખોડામાં 'મનગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ આદરું અને ત્રણ પ્રમાર્જનામાં 'મનદંડ, વચનદંડ, કાયદંડ, પરિહરું' એમ ચિંતવવું.

ડાબા હાથની ભુજાએ ત્રણવાર પુંજતા-પ્રતિલેખના કરતાં હાસ્ય, રતિ, અરતિ પરિહરું' એમ ચિંતવવું.

ડાબા હાથમાં મુહપત્તિ ઉપર પ્રમાણે જ ગ્રહણ કરી જમણી ભુજાએ પ્રતિલેખના કરતાં 'ભય, શોક, દુગંચ્છા પરિહરું' એમ ચિંતવવું.

મસ્તકની પ્રમાર્જના કરતાં-કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા પરિહરું.' મુખની ત્રણ પ્રતિલેખના કરતાં 'ઋદ્ધિગારવ, રસગારવ, સાતાગારવ પરિહરું અને હૃદયની ત્રણ પ્રતિલેખના કરતાં માયાશલ્ય, નીયાણશલ્ય મિથ્યાત્વશલ્ય પરિહરું એમ ચિંતવવું.

ડાબા ખભા અને જમણા ખભાની નીચે ઉપર બે પાસે, પ્રતિલેખના કરતાં એક તરફ 'ક્રોધ, માન પરિહરું' અને બીજી તરફ માયા, લોભ પરિહરું' એમ ચિંતવવું.

ડાબે પગે પ્રતિલેખના કરતાં 'પૃથ્વીકાય, અપકાય તેઉકાયની રક્ષા કરું અને જમણે પગે પ્રતિલેખના કરતાં 'વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાયની રક્ષા કરું—એમ ચિંતવવું.*

એ પ્રમાણે મુહપત્તિ પ્રતિલેખતાં પચાસ બોલ હૃદયમાં ઉક્ત વિધિ પ્રમાણે ચિંતવવા. મુહપત્તિ પડિલેહ્યા પછી ગુરુ મહારાજને વાંદણા દેવા. એ વાંદણામાં પચવીશ આવશ્યક સાચવવા જોઇએ તે નીચે પ્રમાણે.-

दोवणयं महाजायं, आवत्ता बार चउसिर तिगुत्तं।
दुपवेसिग निख्खमणं, पणवीसावसय किइकम्मे ॥

વાંદણાનેવિષે બે અવનત એટલે બે વાર શરીરનો ઉપરીતન ભાગ નમાવવો. જ્યારે પ્રથમ 'इच्छामि खमासणो वंदिउं जावणिज्जाए निसीहिआए' એમ કહી ગુરુને વાંદવાની ઇચ્છા બતાવી અવગ્રહમાં પ્રવેશ કરવાની આજ્ઞા માગતો એટલે "अणुजाणह मेमिउग्गहं' એ પદ બોલતો શરીરનો ઉપરનો ભાગ નમાવે-તે એક અવનત જાણવું. બીજી વાર વાંદણા દેતાં બીજું થાય, એ બે અવનતરૂપ બે આવશ્યકો જાણવા.

યથાજાત એટલે જે રૂપે દીક્ષાનો જન્મ થયો હતો, અર્થાત્ રજોહરણ, મુહપત્તિ અને ચોલપટ્ટ એટલુંજ રાખી શ્રમણ થયો હતો તેટલું જ રાખી હાથ જોડે અથવા મેસવ પામતો બાળક જેમ રચિત કરસંપુટ વાળો હોય તેમ કરસંપુટ કરેલ હાથને લલાટે લગાડે તે યથાજાત આવશ્યક કહીએ.

* મુહપત્તિ એક વેંતને,
યાનમાં રાખવી.

બાર આવર્ત-એટલે શરીરના વ્યાપાર રૂપ સૂત્રાભિધાન ગર્ભિત કાયવ્યાપાર વિશેષ જાણવા. તે બે વાંદણામાં થઈને બાર આવર્ત જાણવા. એક વાંદણે છ આવર્ત્ત થાય તે આ પ્રમાણે-પ્રથમ ત્રણ આવર્ત્ત "अहो" "कायं" "काय" એ બે બે અક્ષરે થાય. એટલે પોતાના હાથના બે તળાં ગુરુચરણે* લગાડે તથા ઉત્તાન હાથે પોતાનો લલાટદેશ સ્પર્શે. ગુરુચરણે હસ્ત લગાડતા પહેલો અક્ષર અને લલાટે હાથ લગાડતાં બીજો અક્ષર બોલવો. એમ એ ત્રણ પદ બોલતાં ત્રણ આવર્ત્ત. પછી હાથ જોડી "वइक्कंतो" પર્યંત બોલે અને ત્યાંથી બીજા ત્રણ આવર્ત્ત ત્રણ ત્રણ અક્ષરના જાણવા. તેમાં એક અક્ષર ગુરુચરણે લગાડતાં, બીજો અક્ષર ઉત્તાન હાથે વચ્ચે વિશ્રામરૂપ કહે અને ત્રીજો અક્ષર લલાટદેશે હાથ લગાડતાં બોલે. જેમ "जत्ताभे" "जवणि" "ज्जंचभे" એવા ત્રણ આવર્ત્ત ત્રણ ત્રણ અક્ષરના જાણવા. એ પ્રથમ વાંદણે છ અને બીજે વાંદણે છ કુલ બાર આવર્ત્ત જાણવા.

ચતુઃશિરઃ એટલે ચાર વાર શિર નમાવવું. તે પહેલા ત્રણ આવર્ત્ત થયા પછી એકવાર અને બીજા ત્રણ આવર્ત્ત થયા પછી એકવાર એમ એક વાંદણામાં બે વખત અને બેમાં થઈને ચાર વખત મસ્તક નમાડવુ તે.

ત્રિગુપ્ત એટલે મન વચન અને કાયા એ ત્રણને વાંદણા દેતા અન્યવ્યાપારથી ગોપવી રાખવા એ ત્રણ ગુપ્તિ.

બે પ્રવેશ એટલે બે વાર ગુરુની આજ્ઞા માગી અવગ્રહમાં પ્રવેશ કરવો તે, અને एक निष्क्रमण એટલે એકવાર નીકળવું. તે આ પ્રમાણે:-પ્રથમ વાંદણે આજ્ઞા માગી "निसीहि" કહી સંડાસા†

* ગુરુચરણની સ્થાપના શ્રાવક મુહપત્તિથી અને સાધુ ઓઘાથી કરે છે.
† શરીર ક્રસનો ભાગ

અને જમીન પુંજી અવગ્રહમાં પ્રવેશ કરે, અને પછી "આવસ્સિઆએ" કહી પાછળ પુંજી અવગ્રહથી બહાર નીકળે. બીજા વાંદણામાં પ્રવેશ કરે પણ બહાર નીકળે નહિ, એટલે બે વાર પ્રવેશ કરવો અને એકવાર બહાર નીકળવું એમ ત્રણ આવશ્યક જાણવાં.

એ પ્રમાણેના પચ્ચીશ આવશ્યક કૃતિકર્મ એટલે વાંદણાને વિષે થાય. વાંદણા દેનારે આ પચ્ચીશ આવશ્યક સાચવવા બરાબર ઉપયોગ રાખવો જોઈએ. કારણ કે તેથી વિપરીત રીતે વર્તતાં એટલે આવશ્યક સાચવ્યા શિવાય વાંદણા દેતાં તેથી થવાનું જે ફળ તે પ્રાપ્ત થતું નથી. કહ્યું છે કે–

किइकम्मंपि कुणंतो, न होइ किइकम्म निज्जरा भागी ।
पणवीसा मन्नयरं, साहु ट्ठाणं विराहंतो ॥

"એ પંચવીશ આવશ્યકમાંથી અનેરું એક પણ સ્થાનક વિરાધતો સાધુ તેમજ સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા હોય તે, કૃતિકર્મને કરે છે અર્થાત્ વાંદણા દે છે તોપણ તેથી જે કર્મપરિશાટનરૂપ નિર્જરા થાય તેનો સંવિભાગી ન હોય, અર્થાત્ તે વાંદણા દેવાનું જે નિર્જરારૂપ ફળ તે ન પામે."

વળી એ પ્રમાણે વાંદણા દેતાં બત્રીશ દોષ ત્યાગવા જોઈએ તે આ પ્રમાણે–

दोस अणाढिअ थड्ढिय, पविद्ध परिपिंडिअं च टोलगइ ।
अंकुस कच्छपरिंगिअ, मच्छुव्वत्तं मणपउठं ॥ १ ॥
वेइयबद्ध भयंतं, भय गारव मित्त कारणा तिन्नं ।
पडिणीय रुट्ठ तज्जिअ, सठ हीलिअ विपलिउंचिअयं ॥ २ ॥

दिठमदिठं सिंगं, कर तंमोअण अणिद्दणालिद्दं ।
ऊणं उत्तरचूलिअं, मूअं ढड्ढर चुडलिअं च ॥ ३ ॥

૧. જે અનાદરપણે સંભ્રાંત થકો વાંદે તે अनादृत दोष.

૨. જે જાત્યાદિકે કરીને ધીઠો થઈ સ્તબ્ધપણે વાંદે અથવા દ્રવ્ય ભાવાદિક ચઉભંગીએ કરી સ્તબ્ધ થકો વાંદે તે स्तब्ध दोष.

૩. જાણે ભાડુતની પરે વાંદણા દેતો હોય તેમ વાંદણા દઇ તરત નાસે અથવા વાંદણા દેતો આમ તેમ ફર્યા કરે તે अपविद्ध दोष.

૪. ઘણા સાધુને એકજ વાંદણે વાંદે અથવા આવર્ત્ત, વ્યંજન અને આલાપ એ સર્વ એકઠા કરે તે परिपिंडित दोष.

૫. તીડનીપરે ઉછળતો એટલે ઉડી ઉડીને વિસંસ્થુલપણે વાંદે તે टोलगति दोष.

૬. અંકુશની પરે રજોહરણને બે હાથે ગ્રહીને વાંદે તે अंकुश दोष.

૭. કાચબાની પરે રિંગતો રિંગતો વાંદે તે कच्छमरिंगित दोष.

૮. જે ઊભો થઇ બેસીને જલ માંહેના માછલાની જેમ એકને વાંદી ઉતાવળો ગુસપણે ફરી બીજાને વાંદે અથવા પાઠ પ્રછન્ન કરે અથવા રેચકાવર્ત્ત અનુલોમ વાંદે તે मत्स्योद्वर्त्त दोष.

૯. કોઇ સાધુ પોતાથી એકાદ ગુણે હીન હોય તે દોષને મનમાં ચિંતવતો ઈર્ષ્યા સહિત વાંદે તે मनप्रदुष्ट दोष.

૧૦. જે બે ઢીંચણની ઉપર તથા નીચે હાથ રાખીને અથવા બે હાથ વચ્ચે બે ઢીંચણ રાખીને અથવા બે હાથની

વચમાં એક ઢીંચણુ રાખીને અથવા ખોળામાં હાથ મૂકીને વાંદે તે વેદિકાવદ્ધ દોષ.

૧૧. અમને કાંઇ વિદ્યા મંત્રાદિક શીખવશે એવી લાલચની બુદ્ધિએ વાંદે અથવા નહિ વાંદીશ તો રીસ કરશે એમ ધારીને વાંદે તે ભજંત દોષ.

૧૨. જો એમને નહિ વાંદું તો મને ગચ્છ બહાર કાઢી મૂકશે અથવા આક્રોશ કરશે એવા ભયથી વાંદે તે ભય દોષ.

૧૩. જો હું ભલી રીતે વાંદીશ તો સર્વે લોકો મને સમાચારીમાં કુશળ, ડાહ્યો, વિધિ પ્રવીણ ગણશે એમ જાણપણાના ગૌરવે* કરીને વાંદે તે ગૌરવ દોષ.

૧૪. એમની સાથે મારે પૂર્વની મિત્રાઇ છે એમ જાણી મિત્રાદિકની અનુવૃત્તિએ વાંદે તે મિત્ર દોષ.

૧૫. જ્ઞાનદર્શનના કારણ વિના અન્ય કારણથી એટલે જો હું વાંદીશ તો મને વસ્ત્રાદિક આપશે, પદ આપશે, વગેરે ઉદ્દેશથી વાંદે તે કારણ દોષ.

૧૬. રખે કોઇ મને ઓળખશે તો મારી લઘુતા થશે એમ ચોરની પેરે છુપી રીતે વાંદે તે સ્તૈન્ય દોષ.

૧૭. આહારાદિકને અવસરે વાંદે તે પ્રત્યનીક દોષ.

૧૮. ક્રોધે ધમધમ્યો થકો વંદના કરે અથવા ક્રોધાંત પ્રત્યે વાંદે તે રુષ્ટ દોષ.

૧૯. આમને ઘણીવાર વંદન કર્યું તોપણ પ્રસન્ન થતા નથી અથવા નથી વંદન કરતા તો કોપતા નથી, કાષ્ટની જેવા

---

* અહંકારવડે.

છે, માટે એના રૂષ્ટમાન થવાથીએ શું? અને તુષ્ટમાન થવાથીએ શું? એમ ધારી તર્જના કરતો વાંદે તે तर्जित દોષ.

૨૦. જે માયા કપટ કરી વાંદે અથવા ગ્લાનાદિક વ્યપદેશ કરી સમ્યક્ પ્રકારે ન વાંદે તે शठ દોષ.

૨૧. હે ગણી! હે વાચક! તમને વાંદવાથી શું ફળ થાય? જાત્યાદિકની હેલના કરતો વાંદે તે हीलित દોષ.

૨૨. અર્ધા વાંદણા દઇને વચમાં વળી દેશકથાદિક વિકથાઓ કરતો કરતો અભિમાને વાંદે તે विपलितचित्त દોષ.

૨૩. કોઇ જાણે કે આ છાનો બેસી રહ્યો છે તેજ વાંદે, નહિ તો ગુપ્તપણે બેસી રહે અથવા વચ્ચે કોઇનું અંતર હોય તો દીઠું અણદીઠું કરી ન વાંદે તે दृष्टादृष्ट દોષ.

૨૪. જે મસ્તકનું એક પાસું ગુરુને પગે લગાડે તથા મુદ્રાહીનપણે ધર્મોપકરણ વિપરીતપણે રાખીને વાંદે તે शृंग દોષ.

૨૫. જે વેઠ અથવા કરરૂપ જાણીને વંદન કરે પણ કર્મનિર્જરાને અર્થે વાંદે નહિ તે कर દોષ.

૨૬. ગુરુને વાંદણા દીધા વિના છુટકો નથી, કયારે આ કાર્યથી છુટશું? એમ ચિંતવતો વાંદે તે तन्मोचन દોષ.

૨૭. હાથે કરીને રજોહરણ અને મસ્તક સ્પર્શે એ પ્રથમ ભાંગો, રજોહરણને હાથ લગાડે પણ મસ્તકને હાથ ન લગાડે એ બીજો ભાંગો, મસ્તકે હાથ લગાડે પણ રજોહરણે ન લગાડે એ ત્રીજો ભાંગો. રજોહરણ અને મસ્તક બંનેને હાથ લગાડે નહિ એ ચોથો ભાંગો. એમાં પ્રથમ ભાંગો શુદ્ધ છે બીજા ત્રણ અશુદ્ધ છે. એ અશુદ્ધભાંગે વંદન કરે તે आश्लिष्टानाश्लिष्ट દોષ.

૨૮. પાઠ, આલાવા અસંપૂર્ણ કહેતો થકો વાંદે તે ऊण दोष.

૨૯. વાંદણું વાંદીને પછી મ્હોટે શબ્દે 'मत्थएण वंदामि' એમ કહે તે उत्तरचूलिका दोष.

૩૦. આલાપ આવર્ત્તાદિકને મૂકની* પરે અનુચ્ચારતો વાંદે તે मूकदोष.

૩૧. આલાવાને અત્યંત મ્હોટા સ્વરે ઉચ્ચાર કરતો વાંદે તે ढड्डरदोष.

૩૨. એબુઅડાની જેમ રજોહરણને છેડેથી ગ્રહણ કરી ભમાડતો થકો વાંદણા આપે તે चुडलिक दोष.

વાંદણા આપતાં એ બત્રીશ દોષનો ત્યાગ કરવો. કહ્યું છે કે

बत्तीसदोसपरिसुद्धं, किइकम्मं जो पउंजइ गुरुणं ।
सो पावइ निव्वाणं, अचिरेण विमाणवासं वा ॥

બત્રીશ દોષે પરિશુદ્ધ એટલે નિર્દોષપણે કૃતિકર્મ જે વાંદણા તેને ગુરુના ચરણ પ્રત્યે જે ભવ્ય પ્રાણી પ્રયોજે તે પ્રાણી થોડા કાળમાં નિર્વાણ એટલે કર્મરુપ દાવાનળનો ઉપશમ જે મોક્ષ તે પ્રત્યે પામે અથવા વૈમાનિક દેવપણાના વાસ પ્રત્યે પામે.

એ પ્રમાણે શુદ્ધ રીતે વાંદણા દેતાં શાસ્ત્રકારે છ ગુણની પ્રાપ્તિ કહી છે. પ્રથમ તો વાંદણા દેવાથી ગુરુ મહારાજાનો વિનય થાય છે તેથી વિનય ગુણ પ્રાપ્ત થાય છે. જેનાથી સકલ કર્મનો ક્ષય થાય છે ૧. વાંદણા દેતાં પોતાની નમ્રતા બતાવવાની

* મુંગાની જેમ.

છે એટલે અભિમાનનો નાશ થવા રૂપ બીજો ગુણ પ્રાપ્ત થાય છે જેથી દુર્ગતિની પ્રાપ્તિ બંધ થાય છે ૨. ત્રીજું વાંદણા દેવાથી તીર્થંકર મહારાજાની આજ્ઞાનું પ્રતિપાલન થાય છે ૩. શ્રુતજ્ઞાન ગુરુમહારાજા પાસેથી ભણવું છે માટે ગુરુને વંદન કરતાં શ્રુત ધર્મની આરાધના થાય એ ચતુર્થ ગુણ છે ૪. પૂજ્ય જન-ગુરુ મહારાજાની પૂજા થાય છે એ તો પ્રત્યક્ષ ગુણ છે ૫. અને એ ક્રિયા શુદ્ધ રીતે કરતાં પરંપરાએ પ્રાંતે અક્રિયારૂપ સિદ્ધપણું પામીએ એ છઠ્ઠો ગુણ ૬. શુદ્ધ વાંદણા દેતાં આવા ગુણની પ્રાપ્તિ છે માટે ઉક્ત દોષ રહિત વાંદણા દેવા.

વાંદણા દઈ રહ્યા પછી સમ્યક્ પ્રકારે શરીર નમાવી, પૂર્વે કાયોત્સર્ગમાં ધારણ કરી રાખેલા દિવસ સંબંધી અતિચારની, ચારિત્રની વિશુદ્ધિ કરવાના હેતુથી इच्छाकारेण संदिसह भगवन् देवसियं आलोएमि એ સૂત્ર બોલી ગુરુ સમક્ષ આલોચના કરવી. કહ્યું છે કેઃ—

सम्ममवणयंगो, करजुय विहि धरिय पुत्ति रयहरणो ।
परिचिंतिए इआरे, जहक्कमं गुरुपुरो विअडो ॥

"સમ્યક્ પ્રકારે શરીર નમાવી, હસ્ત જોડી, વિધિ પ્રમાણે મુહપત્તિ અને રજોહરણ ધારણ કરી ચિંતવન કરેલા અતીચાર યથાક્રમે ગુરુ સમીપે વિસ્તારે-આલોચે."

એ પ્રમાણે દિવસ સંબંધી અતીચાર આલોચીને[1] મન, વચન અને કાયાના સર્વ અતિચારને સંગ્રહણ કરનારું 'सव्वस्सवि देवसिय' એ સૂત્ર બોલી 'इच्छाकारेण संदिसह भगवन्' એ વાક્ય

---

૧ અહિં સાત લાખ ને અઢાર પાપ સ્થાનક કહેવામાં આવે છે તે દિવસ સંબંધી હોવની આલોચના નિમિત્તે છે

પૂર્વક ગુરુ પાસે પ્રાયશ્ચિત્ત માગે. ગુરુ પણ 'પડિક્કમેહ' એ પ્રમાણે કહી પ્રતિક્રમણરૂપ બીજા પ્રાયશ્ચિત્તનો ઉપદેશ કરે.

દશ પ્રકારના પ્રાયશ્ચિત્તમાં આલોચના એ પ્રથમ પ્રાયશ્ચિત્ત અને પ્રતિક્રમણ એ દ્વિતીય પ્રાયશ્ચિત્ત છે. દશ પ્રકારનાં પ્રાયશ્ચિત્ત નીચે પ્રમાણે—

आलोयण पडिकमणे मीस विवेगे तहा वि उस्सग्गे ।

तव च्छेय मूल अणवट्ठयाय पारंचिए चेव ॥

આલોચન, પ્રતિક્રમણ, મીશ્ર, વિવેક, કાયોત્સર્ગ, તપ, છેદ, મૂલ, અનવસ્થાપ્ય અને પારાંચિક એ દશ પ્રાયશ્ચિત્તની વ્યાખ્યા આ પ્રમાણે—

૧. આલોચન એટલે મર્યાદા પૂર્વક ગુરુ સમક્ષ લાગેલા અતીચારનું પ્રકટ કરવું તે. ચેષ્ટા નિમિત્તે સમિત્યાદિ અતિચારના લેશરૂપ સુક્ષ્મ આશ્રવ ક્રિયા થઇ હોય તેની શુદ્ધિને અર્થે આલોચના પ્રાયશ્ચિત્ત છે. તે આલોચના ગમનાગમનાદિ અવશ્ય કાર્યને વિષે સમ્યક્ ઉપયોગવાળા નિરતિચારવંતને જાણવી; અતિચાર સહિત હોવાને માટે તો તેની ઉપરના પ્રતિક્રમણ પ્રાયશ્ચિત્તનો સંભવ છે. તે પણ છદ્મસ્થને છે. કેવળજ્ઞાનીને તો કૃતકૃત્યત્વપણાથી આલોચના વિગેરે પ્રાયશ્ચિત્તોનો અભાવ છે. સર્વ ક્ષેત્રનું પ્રતિલેખન, સ્થંડિલનું અન્વેષણ, ગુરૂ આજ્ઞાથી બહાર નીકળવું અને સંલેખના કરવી વિગેરે વ્યાપારમાં સો હાથથી બહાર આચરણ કર્યું હોય અને તે ગુરુ પાસે આલોચે નહિ તો અશુદ્ધ અને સમિત્યાદિ અતિચાર લેશને આલોચે તો શુદ્ધ જાણવો. સો હાથની મધ્યેના આચરણમાં પણ પ્રશ્રવણાદિક (માત્રા વગેરે)ની [illegible] કરવી અને કાંઇ ખેલ, લીંટ,

મેલ વગેરેનું કાઢવું, બેસવું, ઉઠવું, બગાસું ખાવું, શરીર પ્રસારવું અથવા સંકોચવું, ઉશ્વાસ નિઃશ્વાસ લેવો વિગેરે ક્રિયાની આલોચના કરવી નહિ. કારણ કે સૂત્રની પ્રવૃત્તિ એવી છે માટે. એ વિધિવાળાની બીજી રીતે આલોચના વિના પણ શુદ્ધિ જ છે.

આ ઠેકાણે કોઈના મનમાં એવી આશંકા આવે કે 'યથોક્ત વિધિએ કરેલા કૃત્યોને માટે પણ આલોચના પ્રાયશ્ચિત્ત લેવું પડે તો કાંઈ પણ કરવું જ નહિ અને વ્રત લઈને અનશન જ કરવું એ ઉત્તમ છે.' એવી આશંકા કરનારે સમજવું કે સૂત્રકારની એવી આજ્ઞા નથી, કારણ કે એ પ્રમાણે વર્ત્તતાં તો તીર્થનો ઉચ્છેદ થઈ જાય, અને કોઈ કોઈને બોધ કરે નહિ અથવા કોઈ કોઈથી બોધ પામે પણ નહિ. જેમ મલીનતાની શંકાથી કોઇ માણસ વસ્ત્ર જ પહેરે નહિ તો વસ્ત્ર રહિત ફરવાથી તે પશુ તુલ્ય ગણાય તેમ ચારિત્રને વિષે પણ આલોચનાની શંકાથી ક્રિયા કરે નહીં તો પશુત્વાપત્તિ થાય. જેમ વસ્ત્ર પહેરવાં અને તે મલીન થાય તો તેને જળવડે નિર્મળ કરવાં એ ઉત્તમ છે તેમ ચારિત્રને વિષે પણ કરવા યોગ્ય ક્રિયા કરવી અને તે કરવામાં લાગેલા અતિચારરૂપ મેલને આલોચના પ્રાયશ્ચિત્તરૂપ જળવડે સાફ કરવો એ જ ઉત્તમ છે.

૨ ઇર્યાસમિતિ વગેરેમાં સહસાત્કાર અને અનાભોગથી, માર્ગમાં વાતો કર્યાથી અને ગૃહસ્થ ભાષા બોલવાથી-વિગેરે પ્રમાદે કરીને જે દોષ લાગ્યા હોય તેને માટે મિથ્યાદુષ્કૃત દેવું એ પ્રતિક્રમણ પ્રાયશ્ચિત્ત.

૩ ઇંદ્રિયોના શબ્દાદિ વિષયને અનુભવીને કોઇને શંકા થાય કે શબ્દાદિ વિષયમાં મને રાગદ્વેષ થયો હતો [illegible]

તે શંકા વિષયે આલોચના પૂર્વક મિથ્યાદુષ્કૃત દઈ શુદ્ધ થવું એ મીશ્ર પ્રાયશ્ચિત્ત.

૪. અનેષણીય આહાર શુદ્ધ બુદ્ધિથી ગ્રહણ કર્યા પછી અશુદ્ધ જણાયેલ, પ્રથમ પોરિસિએ આણેલો આહાર ચતુર્થ પોરિસિ સુધી રાખવાથી કાળાતીત થયેલ, અર્ધ યોજન ઉપરાંતથી આણેલો અથવા મંગાવેલો ક્ષેત્રાતીત થયેલ અને સૂર્યોદય થયા શિવાય તથા સૂર્યાસ્ત થયા પછી ઉદય થવાની અને અસ્ત નહીં થયાની બુદ્ધિએ ગ્રહણ કરેલ આહાર-વિગેરે અશુદ્ધ આહારનો ત્યાગ કરવો એ વિવેક પ્રાયશ્ચિત્ત.

૫ કાયચેષ્ટાનો નિરોધ કરી ઉપયોગ માત્રે દુઃસ્વપ્ન જનિત દોષ વિગેરેની શુદ્ધિ કરવી તે કાયોત્સર્ગ પ્રાયશ્ચિત્ત.

૬ સચિત્ત અથવા પૃથ્વીકાયાદિનો સંઘટ્ટ થવાથી લાગેલા દોષની ગુરુના બતાવ્યા પ્રમાણે નીવીથી તે છ માસના ઉપવાસ પર્યંતના તપથી શુદ્ધિ કરવી તે તપ પ્રાયશ્ચિત્ત.

૭ થયેલા દોષને માટે વ્રતારોપણ કાળથી તે પાંચ અહોરાત્રિના પર્યાયનો દુષણના ક્રમ પ્રમાણે છેદ કરવો તે છેદ પ્રાયશ્ચિત્ત. જેમ દુષ્ટ વ્યાધિના દોષથી શરીરના એક ભાગનો શેષ અવયવની રક્ષાને માટે છેદ કરવો તેમ શેષ પર્યાયની રક્ષાને માટે દુષણના પ્રમાણમાં વ્રતપર્યાયનો છેદ કરવો. જે માણસ તપથી પણ દુર્દમ હોય, છ માસનો અથવા તેથી પણ ઉત્કૃષ્ટ તપ કરવાને સમર્થ હોય, એવા ભારે તપથી પણ શું! એમ બોલી તપના ગર્વવાળો હોય, તપ કરવાને અસમર્થ હોય, ગ્લાન, બાળ અથવા વૃદ્ધ હોય, તપની શ્રદ્ધાવિનાનો હોય અને નિષ્કારણે અપવાદ માર્ગ સેવવાની રુચિ[illegible] તેને માટે આ પ્રાયશ્ચિત્ત છે.

૮ જાણીને પંચેદ્રિયનો વધ કરનાર, અહંકારથી મૈથુન સેવનાર, મૃષાવાદ, અદત્તાદાન અને પરિગ્રહ સંબંધી ઉત્કૃષ્ટ દોષને સેવન કરનાર, અને જાણીને પુનઃ પુનઃ દોષ કરનારને તે દોષની શુદ્ધિને માટે મૂળ પર્યાયથી છેદ કરી ફરી મતારોપણ કરવું તે મૂળ પ્રાયશ્ચિત્ત.

૯ મરણની નિરપેક્ષાએ પોતાને અથવા પરને ઘોર પરિણામથી યષ્ટિમુષ્ટિનો પ્રહાર કરતારને જ્યાં સુધી ઉચિત તપ ન કરે ત્યાં સુધી વ્રતને વિષે ન રાખવો. ઉચિત તપ એવો કે તેનામાં ઉઠવા બેસવાની શક્તિ ન રહે અને જ્યારે ઉઠવું હોય ત્યારે બીજાની પ્રાર્થના કરે કે આર્ય! હું ઉઠવાની ઇચ્છા કરું છું. સામો માણસ તેની સાથે બોલ્યા વિના તે પ્રમાણે કરે-એટલે સુધી તપ કરે ત્યારે તેની ઉથ્થાપના કરવી અર્થાત્ મતારોપ કરવો તે અનવસ્થાપ્ય પ્રાયશ્ચિત્ત.

૧૦ સાધ્વી અથવા રાજાની રાણીને ભોગવનાર, સાધુ અથવા રાજાનો વધ કરનાર વિગેરે દોષ સેવનારને વેશ પ્રછન્નપણે રાખી જિનકલ્પીની સદૃશ ક્રિયા કરતો ક્ષેત્રની બહાર વિચરી સારી રીતે તપ તપી તીર્થની પ્રભાવના કરે ત્યારે પુનઃ મતારોપ કરવો તે પારાંચિત પ્રાયશ્ચિત્ત. તેની મુદત જઘન્યે છ માસ અને ઉત્કૃષ્ટે બાર વર્ષની સમજવી.

એ પ્રમાણે દશ પ્રાયશ્ચિત્ત છે. તેમાં છેલ્લું પ્રાયશ્ચિત્ત આચાર્ય અને કોઇ મહા સત્વવંતને જ હોય. ઉપાધ્યાયે પારાંચિક પ્રાયશ્ચિત્તને લાયક અપરાધ કર્યો હોય તો પણ તેને અનવસ્થાપ્ય પ્રાયશ્ચિત્ત અપાય માટે તેને અનવસ્થાપ્ય પ્રાયશ્ચિત્ત સુધી જાણવું. સામાન્ય સાધુ તો નવમા દશમા પ્રાયશ્ચિત્તને

લાયક દોષ કર્યો હોય તો પણ મૂલ પ્રાયશ્ચિત્ત સુધીને લાયક ગણાય. અનવસ્થાપ્ય પ્રાયશ્ચિત્ત કેટલાક દોષને માટે જઘન્ય છ માસ સુધી અને ઉત્કૃષ્ટ વર્ષ સુધીનું અપાય છે તથા કેટલાક દોષને માટે જઘન્ય વર્ષ અને ઉત્કૃષ્ટ બાર વર્ષ પર્યંત અપાય છે. તીર્થંકર, ગણધર અને પ્રવચનના તિરસ્કાર કરનારને માટે પ્રથમ મુદત કહી છે, અને હાથે કરીને કોઇને મારનાર તથા સ્વધર્મી અથવા અન્ય ધર્મીની ચોરી કરનાર વિગેરે દોષ સેવનારને માટે બીજી મુદત કહી છે. આ દશ પ્રાયશ્ચિત્ત માંહેના છેલ્લા બે પ્રાયશ્ચિત્તનો ચૌદ પૂર્વી અને પ્રથમ સંહનનનો વિચ્છેદ થવા સાથે વિચ્છેદ સમજવો અને બાકીના આઠ પ્રકારના પ્રાયશ્ચિત્ત દુપ્પસહસૂરિ પર્યંત એટલે પાંચમા આરાના છેડા પર્યંત જાણવા.

પ્રતિક્રમણ એ દશ પ્રાયશ્ચિત્ત માંહેનું બીજું પ્રાયશ્ચિત્ત છે, તેનો અર્થ આ પ્રમાણે—

स्वस्थानाद्यत्परस्थानं प्रमादस्यवशाद्गतः ।
तत्रैव क्रमणं भूयः प्रतिक्रमणमुच्यते ॥

"પ્રમાદવશે પોતાના સ્થાનથી પરસ્થાને ગયેલાએ [illegible]સ્થાને પાછું ફરવું તેનું નામ પ્રતિક્રમણ."

જીવનું સ્વસ્થાન તે સ્વધર્મ અને પરસ્થાન તે [illegible] જાણવા. એમાં સાધુને પંચ મહાવ્રત રૂપ સ્વસ્થાન અને [illegible] બારવ્રત રૂપ સ્વસ્થાન જાણવું. પ્રમાદના વશથી [illegible]ણમાં અતિચાર લાગ્યા હોય એટલે આત્મા [illegible] ચૂકી પરધર્મ—પરસ્થાન જે અતિચાર તેને [illegible] થકી નિવર્તવું—પાછુ ફરવું તેનું નામ પ્રતિક્રમણ છે. [illegible]

એજ હકીકત છે, [illegible]ગેલા અતિચા[illegible]

દુઃકૃત, નિંદા, ગર્હા વગેરે કરી શુદ્ધ થવું એ એ સૂત્રનો હેતુ છે અને તેથી જ તેને प्रतिक्रमणसूत्र કહેલું છે. એ પ્રતિક્રમણના આઠ પ્રકાર છે—

पडिकमणं पडिअरणं पडिहरणा वारणा नियत्तीय ।
निंदा गरिहा सोही पडिकमणं अट्ठहा होइ ॥ १ ॥

"પડિક્કમણ, પડિઅરણ, પડિહરણા, વારણા, નિવૃત્તિ, નિંદા ગર્હા અને શોધી–આ પ્રમાણે પ્રતિક્રમણના આઠ પ્રકાર છે."

પછી વિધિપૂર્વક બેસી–સમભાવને વિષે સ્થિત થઈને, સમ્યક્ પ્રકારના ઉપયોગવાળા મનયુક્ત પદપદને વિષે સંવેગની પ્રાપ્તિ કરતા, ડાંસ મચ્છરાદિકના ડંસને શરીરને વિષે નહીં ગણતા એવા મુનિ 'સર્વ કાર્ય પરમેષ્ટિ નમસ્કાર પૂર્વક કરવા' એમ હોવા થકી આરંભમાં નવકારમંત્ર ભણે; પછી 'સમભાવને વિષે સ્થિત થઈને પ્રતિક્રમવું જોઈએ' તેટલા માટે करेमिभंते सामाइयं० ઈત્યાદિ સામાયકસૂત્ર કહે, ત્યાર પછી મંગળિકને અર્થે चत्तारि मंगलं० ઈત્યાદિ કહે, પછી દૈવસિકાદિ અતિચાર આલોચવાના હોવાથી इच्छामि पडिक्कमिउं जोमे देवसिओ अइयारोकओ० એ સૂત્ર કહે, પછી પૃથક્ પૃથક્ આલોચનાને માટે 'ગમનાગમનમાં' લાગેલા અતિચારના પ્રતિક્રમણરૂપ ईर्यापथिकी સૂત્ર બોલે, ત્યાર પછી બાકીના સમસ્ત અતિચારના પ્રતિક્રમણને માટે મુનિ શ્રમણસૂત્ર तस्स धम्मस्स० પર્યંત બેઠા છતાંજ બોલે.

શ્રાવક પૂર્વોક્ત કારણને અનુસરીને પોતાની આચરણા પ્રમાણે નમસ્કાર, करेमिभंते અને इच्छामि पडिक्कमिउं એ ત્રણ સૂત્ર પૂર્વક શ્રાદ્ધ પ્રતિક્રમણ સૂત્ર (वंदित्तु) तस्स धम्मस्स० પર્યંત પૂર્વોક્ત મુદ્રાએ બેઠો છતોજ બોલે. અને ત્યાર પછી

સઘળા અતિચાર આળોવવા વડે અતિચારરૂપ ભારથી નિવૃત્ત થવાથી હળવો થયો સતો ઉઠે અને મુનિ પણ તેજ કારણથી ઉભા થઇ શ્રમણસૂત્ર પૂરું કરે. શ્રાવક વંદિત્તાસૂત્ર સંપૂર્ણ કરે. ભારથી હળવા થયાના સંબંધમાં श्राद्ध प्रतिक्रमणसूत्रमां જ કહેલું છે કે—

कयपावोवि मणुस्सो, आलोइय निंदिय गुरुसगासे ।
होइ अइरेग लहुओ, ओहरिय भरुव्व भारवहो ॥

અર્થ—" કર્યું છે પાપ જેણે એવો મનુષ્ય પણ ગુરૂમહારાજની સમીપે તે પાપને આળોવવા નિંદવાથકી—ભાર વહન કરનારની ઉપરથી ભાર લઈ લેવાથી જેમ તે હલકો થાય છે તેમ અત્યંત હલકો થાય છે."

હવે પાપકર્મના મૂળ ચાર ભેદ છે ૧ સ્પૃષ્ટ ૨ બદ્ધ ૩ નિધત્ત અને ૪ નિકાચિત. તે ચારનું સ્વરૂપ આ પ્રમાણે છે. ૧ જેમ સોયનો ઢગલો કર્યો હોય તે સોયો જ્યાં સુધી હસ્તાદિ કાંઈ લાગતું નથી ત્યાંસુધી પરસ્પર સ્પર્શ કરીને રહે છે પણ હાથ વિગેરે લાગવાથી જુદી જુદી થઈ જાય છે, તેમ જે કર્મ ઉપયોગવાળા પ્રાણીને પણ સહસાત્કારે બંધાયું હોય છે તે નિંદા ગર્હા કરવા થકી નાશ પામે છે; તેને સ્પૃષ્ટ પાપકર્મ જાણવું. પ્રસન્નચંદ્ર રાજર્ષિની જેમ.

"પ્રસન્નચંદ્ર રાજા દિક્ષા ગ્રહણ કર્યા પછી શ્રી રાજગ્રહી નગરીની બહાર કાર્યોત્સર્ગે રહ્યા છે અને ભગવંત શ્રી મહાવીર સ્વામી ત્યાં સમવસર્યા છે. તેમને વંદન કરવા માટે શ્રેણિકરાજા સૈન્ય સહિત જાય છે. રસ્તામાં જ્યાં મુનિ ઉભા છે ત્યાં સૈન્ય આવ્યું

એટલે તેના અગ્ર ભાગે રહેલા સુમુખ દુર્મુખ નામના બે સૈનિકોમાંથી સુમુખે પ્રસન્નચંદ્ર રાજર્ષિને નમસ્કાર કર્યો અને તેની પ્રશંસા કરી. દુર્મુખે કહ્યું કે "એમની પ્રશંસા કરવા યોગ્ય નથી, એઓએ તો નાના બાળક પુત્રને રાજ્ય આપીને દીક્ષા લીધી છે; પાછળ તેનો મંત્રી રાજપુત્રને મારીને રાજ્ય લઈ લેવા તૈયાર થયો છે માટે પુત્રની પણ દયા ન ચિંતવનારની પ્રશંસા શું કરવી?" આવાં કટુક વચનથી રાજર્ષિ ધ્યાનભંગ થયા. દુર્ધ્યાને ચડયા અને પોતાના વિશ્વાસઘાતી પ્રધાનની સામે અધ્યવસાયવડે યુદ્ધ કરવા લાગ્યા. સૈનિકોની પાછળ શ્રેણિકરાજા આવ્યા તેમણે નમસ્કાર કર્યો અને પછી ભગવંત પાસે જઈને 'પ્રસન્નચંદ્ર રાજર્ષિ પોતાના નમસ્કાર સમયે કાળ કરે તો કયાં ઉત્પન્ન થાય?' એવું ગતિ સંબંધી પ્રશ્ન કર્યું. ભગવંતે નરક ગતિ કહી. સાતમી નરક પર્યંત કહ્યું. ફરીને પૂછતાં યાવત્ સર્વાર્થ સિદ્ધની ગતિ કહી. તેટલામાં તો દેવદુંદુભી વાગી અને પ્રસન્નચંદ્રરાજર્ષિ કેવળજ્ઞાન પામ્યા. શ્રેણિક રાજાએ આશ્ચર્ય પામવાથી તેનું કારણ પૂછયું. ભગવંતે પૂર્વોક્ત અધ્યવસાય યુદ્ધનું કારણ કહી બતાવ્યું. છેવટે કહ્યું કે-"અનુક્રમે યુદ્ધ કરતાં કરતાં શસ્ત્રો ખુટી જવાથી માથાનો ટોપ લઈને મારવા મસ્તક ઉપર હાથ મૂકયો, ત્યાં મુંડીત મસ્તક જાણી પોતાના માઠા અધ્યવસાય માટે બહુજ પશ્ચાત્તાપ કરી પાછા શુભ ધ્યાને ચડ્યા. પુત્ર કોનો? રાજ્ય કોનું? મંત્રી કોનો? આ પ્રમાણે એકત્વ અને અન્યત્વ ભાવનાએ ચડ્યા અને તિવ્ર શુભ ધ્યાનવડે પૂર્વ સંચિત સમગ્ર પાપ કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પામ્યા." આ પ્રમાણે ભગવંતે કહી સંભળાવ્યું. અહીંયાં સમજવાનું એ છે કે પ્રસન્નચંદ્ર રાજર્ષિએ

સાતમી નર્ક પર્યંત ગતિરૂપ જે પાપકર્મ બાંધ્યું હતું તે સ્પૃષ્ટ પાપકર્મ હતું જેથી તેના પશ્ચાત્તાપ વિગેરેથી સહજમાં ક્ષય થયું." ઇતિ પ્રથમ સ્પૃષ્ટ પાપકર્મે દૃષ્ટાંત.

૨. હવે તેજ સોયોનો સમૂહ જો દોરા વડે બાંધી લીધેલો હોય તો જ્યારે તે બંધ છોડીએ ત્યારે સોયો છુટી છુટી થઇ જાય તેમ જે કર્મ વિકથાદિ પ્રમાદ થકી ઉત્પન્ન થયેલા પ્રાણાતિપાતાદિ દોષે કરીને બાંધ્યું હોય તે આલોચના અને પ્રતિક્રમણે કરીને ક્ષય થાય તેને બદ્ધ પાપ કર્મ કહીએ. મૃગાવતિ અને અયમત્તા કુમારની જેમ.

"શ્રી મહાવીર ભગવંતને વંદન કરવા માટે જે દિવસે ચંદ્ર સૂર્ય મૂળ વિમાને આવ્યા તેજ દિવસે સૂર્યાસ્ત સમયને ઉપયોગ વડે જાણીને સૂર્યનો પ્રકાશ છતાં પણ ચંદનબાળા વિગેરે સાધ્વીઓ સમવસરણમાંથી નીકળીને પોતાને ઉપાશ્રયે ગઇ. પરંતુ મૃગાવતિ સાધ્વીને સૂર્યના પ્રકાશ વડે સૂર્યાસ્ત સમયનો ઉપયોગ ન રહેવાથી તે તો સમવરણમાં બેસી રહ્યા. રાત્રિ થોડીક વ્યતીત થઇ એટલે ચંદ્ર સૂર્ય સ્વસ્થાનકે ગયા. અંધકાર પસર્યો એટલે રાત્રિ પડી ગઈ જાણીને તત્કાળ મૃગાવતિ સાધ્વી ત્યાંથી ઉઠ્યા અને ઉપાશ્રયે આવ્યા એટલે ચંદનબાળા મુખ્ય સાધ્વીજીએ ઠપકો આપ્યો કે "સાધ્વીને રાત્રિએ ઉપાશ્રય બહાર જવું કે રહેવું ઘટીત નથી." મૃગાવતિ સાધ્વી ઇરિયાવહી પડિક્કમતાં પૂર્વોક્ત અપરાધને ત્રિકરણ શુદ્ધે ખમાવવા લાગ્યા. ખમાવતાં ખમાવતાં તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું." અહીં મૃગાવતિ સાધ્વીએ બાંધેલ કર્મ તે બદ્ધ પાપકર્મ જાણવું.

"અયમત્તાકુમાર" સ્થવિરની સંગાતે બહિર્ભુમિકાએ જતા હતા. વર્ષ [illegible] રસ્તામાં નાના નાના ખાબો

પાણીએ ભરાયેલા હતા. તેમાં કાગળ વિગેરેનાં વહાણો બનાવીને નાના નાના બાળકો તરાવતા હતા. અયમત્તાકુમારની પણ બાળકવય હોવાથી બાળચેષ્ટા વડે તેમણે પણ પોતાની કાચલી પાણીમાં તરતી મૂકી, અને કેવી તરે છે તે જોવા ઊભા રહ્યા. છેટું પડવાથી સ્થવિરે પાછું વળીને જોયું અને અયમત્તાકુમારને ક્રીડા કરતા દેખીને બોલાવવા માટે મુનિને મોકલ્યા. બહિર્ભુમિકાએ જઈ આવીને ઇરિયાવહી પડિકમતાં સ્થવિરે યાદ આપવાથી અયમત્તાકુમાર જળક્રીડા સંબંધી પાપને આળોવતાં શુભ ધ્યાનવડે કેવળ જ્ઞાન પામ્યા.” અહીં અયમત્તાકુમારનું બદ્ધ પાપકર્મ જાણવું.

૩ હવે તેજ સોયો દોરાવડે બાંધેલી ઘણા કાળ સુધી તેજ સ્થિતિમાં રહેવાથી લોઢાના કાટવડે સોય અને બંધ બધું પરસ્પર મળી જાય ત્યારે તે સોયો તેલનું ત્રિક્ષણ કરવાથી, તાપ દેવાથી તેમજ અન્ય લોહ સાથે ઘર્ષણ કરવા વિગેરે બહુ પ્રકારના પ્રયત્નથી જુદી થાય, તેમ જે કર્મ દોડવા વળગવા રૂપ દર્પથી તેમજ સમય ઇંદ્રિયોની ઐક્યતાથી જાણી જોઇને ઉપાર્જન કર્યું હોય અને ઘણા કાળ પર્યંત નહીં આળોવવાથી જીવના પ્રદેશોની સાથે ગાઢપણે બંધાઇ ગયું હોય તે કર્મ તિન્ન ગર્હા અને ગુરુમહારાજે આપેલા ઘોર છ માસી વિગેરે તપ કરવાથીજ ક્ષય થાય છે તેને નિધત્ત પાપ કર્મ કહીએ. સિદ્ધસેનસૂરિની જેમ.

“સિદ્ધસેનસૂરિએ” પોતાના જ્ઞાનના ગર્વથી અને સિદ્ધાંતકર્ત્તાના અબહુમાનથી સર્વ સિદ્ધાંતો સંસ્કૃતમાં કરવાનો વિચાર કર્યો અને ગુરુમહારાજને કહ્યો. ગુરુ મહારાજાએ અનંત તીર્થંકર ગણધરાદિકની આશાતના કરવાથી સિદ્ધસેનસૂરિને તીવ્રપાપ-

કર્મનો બંધ થએલ જાણીને બાર વર્ષની અવધિનું પારાંચિત પ્રાયશ્ચિત આપ્યું. તેમણે પણ બાર વર્ષ પર્યંત વેશ ગોપવી, ચારિત્ર પાળ્યું અને પ્રાંતે શ્રી અવંતી પાર્શ્વનાથનું પ્રાચીન તીર્થ પ્રગટ કરી વિક્રમ રાજાને પ્રતિબોધ પમાડયો અને જૈનધર્મ અંગીકાર કરાવ્યો. જૈન શાસનની બહુજ ઉન્નતિ થઈ. રાજાએ 'सर्वज्ञपुत्र' એવું બીરુદ આપ્યું. અહીં સિદ્ધસેનસૂરિએ બાંધેલ કર્મ તે નિધત્ત પાપકર્મ જાણવું.

૪ હવે તેજ સોયનો સમૂહ અગ્નિમાં મૂકી ધમીને લોહના એક પિંડભૂત કર્યો હોય તો તેને ભાંગીને ફરીને ઘડે ત્યારેજ નવીન સોયો થાય તેમ જીવે જાણીને જે પાપકર્મ કર્યું હોય અને વળી મેં આ ઠીક કર્યું, ફરીને પણ એમજ કરીશ, આવા વચનોવડે વારંવાર અનુમોદન કરવાથી જીવના પ્રદેશોની સાથે ગાઢ એકત્વપણાને પામ્યું હોય તે કર્મ તો જેવું કર્યું હોય તેવું જ વેદવું પડે છે. ગુરુ મહારાજાએ આપેલા અત્યંત ઘોર તપવડે પણ ક્ષય થતું નથી. તેને ચતુર્થ निकाचित પાપકર્મ કહીએ, શ્રેણિકાદિકની જેમ.

"શ્રેણિકરાજાએ શિકાર કરવા જતાં એક સગર્ભા હરણીને એક બાણવડે હણી અને પાછી પોતાની બાણ મારવાની કુશળતાને વખાણીને વારંવાર તે પાપકર્મની અનુમોદના કરી, તેથી નિકાચિત પાપ બાંધ્યું. ત્યારપછી અનાથી મુનિના સંગમથી સમકિત પામ્યા અને શ્રીવીર ભગવંતની અપ્રતિહત ભક્તિવડે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. પરંતુ પૂર્વોક્ત પાપના પ્રતિબંધની વખતે નર્કગતિનું નિકાચિત આયુષ્ય બાંધ્યું હતું તે

ક્ષય ન પામ્યું અને નર્કે જવું પડ્યું. આવું લિન પાપકર્મ તે નિકાચિત પાપકર્મ જાણવું.

પૂર્વોક્ત ચાર પ્રકારના પાપકર્મમાંથી અહીં પ્રતિક્રમણવડે કરીને પ્રથમના બે પ્રકારના પાપકર્મનો અપગમ એટલે ક્ષય થાય છે. પાછલા બે પ્રકારનું પાપકર્મ બાંધ્યું હોય તો તે આલોયણ પ્રતિક્રમણવડે ક્ષય થતું નથી.

હવે તસ્સધમ્મસ્સ૦ એ પદ કહેતાં સાધુ અને શ્રાવક બંને દ્રવ્યથી અને ભાવથી ઊભા થાય અને અબ્ભુટ્ઠિઓમિ૦ ઇત્યાદિક પાઠનો ભાગ શ્રમણસૂત્ર અને વંદિત્તાસૂત્રપૂર્ણ થતાં સુધી બોલે.

ત્યારપછી પ્રતિક્રમ્યા છે અતિચાર જેણે એવા સાધુ શ્રાવક શ્રીગુરુ મહારાજ પ્રત્યે થયેલા પોતાના અપરાધને ખમાવવાને અર્થે પ્રથમ બે વાંદણાવડે દ્વાદશાવર્ત્તવંદન કરે. આઠ કારણે વંદન કરવાનું શાસ્ત્રકારે કહેલું છે.

पडिक्कमणे सज्झाये, काउसग्ग वराह पाहुणए ।
आलोयण संवरणे, उत्तमट्ठे य वंदणयं ॥

શબ્દાર્થ—પ્રતિક્રમણને વિષે, સજ્ઝાયને વિષે, કાયોત્સર્ગ કરતાં, અપરાધ ખમાવતાં, પ્રાહુણા સાધુ આવે ત્યારે, આલોયણા લેતાં, પચ્ચખ્ખાણ કરતાં અને અણસણ કરતી વખત; આ આઠ કારણે દ્વાદશાવર્ત્ત વંદન કરવું.

વિશેષાર્થ—પ્રતિક્રમણને વિષે સામાન્યે ચાર વાંદણા દ્વિક દ્વિકવંદનરૂપ છે. ૧ ત્રીજા આવશ્યકે કાયોત્સર્ગ કરવા માટે*. ૨ વંદિત્તાસૂત્ર પછી અપરાધ ખમાવવા માટે. ૩ અબ્ભુટ્ઠિઓ

* ત્રીજા આવશ્યકની ઉત્પત્તિ પડિલેહા પછી દેવાય છે તે.

આવ્યા પછી પાછા કાયોત્સર્ગ કરવા માટે અને ૪ છેલા છકે આવશ્યકે પચ્ચખ્ખાણ કરવા માટે. આ પ્રમાણે ચાર વખત છે.

૨ સાધુ મુનિરાજને યોગની ક્રિયામાં સજ્ઝાય કરતાં વાંદણા દેવાનો અધિકાર છે તે વિશેષે યોગની વિધિથી જાણી લેવું.

૩ કાયોત્સર્ગ અહીંયાં જ બે લોગસ્સનો કરવાનો આગળ કહેશું, તેના પ્રારંભમાં વાંદણા દેવા. અથવા આચામ્લનું* વિસર્જન થઈ ગયું હોય અને વિગયભોગવાણી હોય તેને માટે જે કાયોત્સર્ગ કરવો પડે તે વખતે વાંદણા દેવા.

૪ ગુરુ મહારાજના વિનયનું ઉલ્લંઘન કરવારૂપ અપરાધ તે પ્રથમ વાંદણા દઈને પછી ખમાવાય છે.

૫ દિક્ષા પર્યાય વિગેરેથી જ્યેષ્ઠ એવા પ્રાહુણા સાધુ આવ્યા હોય ત્યારે દ્વાદશાવર્ત્તવંદને વાંદવા.

૬ વિહારાદિકમાં અપરાધ આવ્યો હોય એ વિગેરે દોષોની આલોચના કરતી વખતે વંદન કરવું.

૭ ભોજન કર્યા પછી અભક્તાર્થપણું ગ્રહણ કરવા માટે પચ્ચખ્ખાણ કરવું તે સમયે દ્વાદશાવર્ત વંદન કરવું.

૮ ઉત્તમાર્થે એટલે અનશનસંલેખનાને વિષે દ્વાદશાવર્ત્ત વંદન કરવું તે.

પાંચ ઉપરાંત મુનિરાજ હોય ત્યારે શ્રીગુરુ મહારાજ સુદ્ધાં ત્રણને ખમાવવા. ત્યાર પછી કાયોત્સર્ગ કરવા માટે પૂર્વોક્ત કથનને અનુસારે પ્રથમ વાંદણા દેવા.

પછી ભૂમિનું પ્રમાર્જન કરીને જેમેકેઇ कसाया ઇત્યાદિ અક્ષરોમાં સૂચવન છે તે પ્રમાણે કષાય ચતુષ્ટયથી પાછું હઠવું

* આયંબિલ.

છે તેનું અનુકરણ કરતોજ હોયની તેમ પાછે પગલે અવગ્રહમાંથી બહાર નિકળે, અને આયરિય ઉવજ્ઝાયે એ સૂત્ર ત્રણ ગાથારૂપ બોલે.

આલોચના અને પ્રતિક્રમણવડે અશુદ્ધ રહેલા (શુદ્ધ નહીં થયેલા ) એવા ચારિત્રાદિકના વૃહત્ અતિચારોની શુદ્ધિને માટે કાયોત્સર્ગ કરવાના છે. તેમાં પ્રથમ ચારિત્રની શુદ્ધિને માટે કાયોત્સર્ગ કરવો. તે ચારિત્ર કષાયના વિરહવડેજ શુદ્ધ થાય છે. જે કષાયનો અભાવ થાય તોજ ચારિત્રનું સારપણું છે. કહ્યું છે કે—

सामन्नमणुचरंतस्स, कसाया जस्स उक्कडा हुंति ।
मन्नामि इच्छुपुप्फं व, निप्फलं तस्स सामन्नं ॥

અર્થ—ચારિત્રના સામાન્ય પર્યાયને આચરતા એવા મુનિને જો કષાયો ઉત્કટ છે તો તેનો સામાન્ય પર્યાય ઇક્ષુ ( શેરડી ) નાં પુષ્પની પેઠે નિષ્ફળ છે એમ માનું છું—

આ પ્રમાણે કહેલું છે તેથી ચારિત્રનો પ્રકર્ષ કરવાને માટે કષાયનો ઉપશમ કરવો અને તે ઉપશમને માટે જ आयरिय उवज्झाए ઇત્યાદિ ત્રણ ગાથા કહેવી. પછી પ્રતિક્રમણ કરવાથકી પણ અશુદ્ધ રહેલા એવા ચારિત્રાચારના અતિચારની શુદ્ધિને માટે કાયોત્સર્ગ કરવાને ઇચ્છતા એવા મુનિ અથવા શ્રાવક करेमिभंते सामाइयं० इच्छामिठामिकाउसग्गं० અને तस्सउत्तरी० એ ત્રણ સૂત્ર કહીને કાઉસગ્ગ કરે. એ કાયોત્સર્ગમાં ચારિત્રાચારની વિશુદ્ધિને માટે બે લોગસ્સ ચિંતવે.

આ કાયોત્સર્ગના પ્રારંભમાં आयरियउवज्झाये કહ્યા પછી करेमिभंते કહેવામાં આવે છે એ સંબંધમાં શિષ્ય પ્રશ્ન કરે છે

કે-" करेमिमंते सामाइयं " એ સૂત્ર પ્રથમ આદિમાં, પછી વંદિત્તાસૂત્રના પ્રારંભમાં એમ બેવાર કહ્યા પછી વળી ત્રીજી વાર અહીં કહેવાનું શું પ્રયોજન છે?' ગુરૂ ઉત્તર આપે છે કે "સર્વ ધર્માનુષ્ઠાન સમતા પરિણામને વિષે સ્થિત થયા સતાજ થાય છે, તેથી પ્રતિક્રમણની આદ્યમાં, મધ્યમાં અને અવસાને વારંવાર તેની સ્મૃતિને માટે करेमिमंते એ સૂત્ર કહેવાનું છે." કદિ કોઈ અહીંયાં પુનરૂક્ત દૂષણ લાગવાની શંકા કરે પરંતુ સઝાયધ્યાન, તપ, ઔષધ, ઉપદેશ, સ્તુતિ, પ્રયાણ અને સંત-ગુણકિર્તન એટલા કાર્યમાં વારંવાર કહેતાં કરતાં પુનરૂક્ત દૂષણ લાગતું નથી.

ચારિત્રાચારની વિશુદ્ધિને માટે ઉપર કહેલ કાઉસગ્ગ પાર્યાપછી જ્ઞાનાચાર અને દર્શનાચાર બંનેની શુદ્ધિને માટે કાઉસગ્ગ કરવાના હોવાથી કોની વિશુદ્ધિને માટે પહેલો કાઉ-સગ્ગ કરવો? તેનો નિર્ણય કરવા માટે કહે છે કે–કતકનું ચૂર્ણ જેમ જળને શુદ્ધ કરે છે અને અંજન જેમ દૃષ્ટિને નિર્મળ કરે છે તેમ સમ્યક્ત્વ, જ્ઞાનને નિર્મળ કરે છે. જેમ જળ નિર્મળ થાય છે અને દૃષ્ટિરૂપને જુએ છે તેમ જેમ જેમ તત્વરૂચિ થાય છે તેમ તેમ તત્વાગમ (તત્વનું જાણવું) થાય છે. દીપક અને પ્રકાશ બંને એક સાથે ઉત્પન્ન થાય છે. પરંતુ પ્રકાશનું કારણ જેમ દીપક છે તેમ સમ્યક્ જ્ઞાનનું હેતુભૂત સમ્યક્ત્વ છે. શુદ્ધ શ્રદ્ધાવડેજ સમ્યક્ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

ઇત્યાદિક હેતુએ કરીને જ્ઞાન થકી દર્શન ગરિષ્ઠ છે, માટે જ્ઞાનાચારની પૂર્વે દર્શનાચારની વિશુદ્ધિને માટે, ભરતક્ષેત્રમાં ઉત્પન્ન થયેલ હોવાથી આસન્ન ઉપગારી એવા શ્રી ઋષભાદિ

ચતુર્વિશ તીર્થંકરોની સ્તુતિરૂપ ચતુર્વિંશતિ સ્તવ (લોગસ્સ) તથા સવ્વલોએ અરિહંતચેઇઆણં વિગેરે સૂત્રો કહીને તેને અર્થે કાયોત્સર્ગ કરે અને તેમાં એક લોગસ્સ ચિંતવે. પછી કાઉસગ્ગ પારીને શ્રુતજ્ઞાનાચારની વિશુદ્ધિને માટે પુક્ખરવરદીવડ્ઢે ઇત્યાદિ સૂત્રો કહીને બીજો કાઉસગ્ગ પણ એક લોગસ્સ ચિંતવન યુક્ત કરે.

એ કાઉસગ્ગ પારીને જ્ઞાનાચાર, દર્શનાચાર અને ચારિત્રાચારનું નિરતિચારપણે સમાચરણ કરવાથી જેમણે ઉત્કૃષ્ટ ફળને પ્રાપ્ત કરેલું છે એવા સિદ્ધભગવંતની સ્તુતિરૂપ સિદ્ધાણં બુદ્ધાણં એ સૂત્ર કહે.

પૂર્વોક્ત ત્રણ કાયોત્સર્ગમાં ચારિત્રાચારની વિશુદ્ધિને માટે બે લોગસ્સનો અને જ્ઞાનાચાર દર્શનાચારને માટે એકએક લોગસ્સનો કાઉસગ્ગ કહ્યો તે ચારિત્રાચારની વિશેષતા હોવાથી સમજવું. તે વિશેષતાને માટે પૂર્વે યુક્તિ દર્શાવેલી છે.

એ પ્રમાણે ત્રણે કાયોત્સર્ગ કર્યા પછી સિદ્ધસ્તવ કહેવાય છે. તેનું કારણ એ છે કે સકળકુશળઅનુષ્ઠાનનું ફળ સિદ્ધિપદ છે અને તેને પ્રાપ્ત કરનારા તે સિદ્ધ ભગવંત છે. જૈનધર્મ શાશ્વત સુખ યુક્ત મોક્ષફળને દેવાવાળો જિનેશ્વર ભગવંતે કહેલો છે. તેનું આરાધન કરતા સતા મનુષ્યગતિ સંબંધી અને દેવગતિ સંબંધી સુખની જે પ્રાપ્તિ થાય છે તે ધાન્યોત્પત્તિને માટે ખેતી કરનારા કૃષિકારને ધાન્ય ઉપરાંત ખડની પ્રાપ્તિ પણ તેને માટે પ્રયાસ કર્યા શિવાય થાય છે તેમ સમજવી. એટલે એ અનુષંગિત ફળ છે. પરંતુ તે દેવગતિ મનુષ્યગતિ આશ્રયી સુખ અંતે વિનશ્વર હોવાથી શાસ્ત્રકાર તેને ખરૂં સુખ કહેતા નથી. ગૌતમ સ્વામિએ ભગવંતને પુછ્યું છે કે "હે ભગવંત! સુખ

કેને કહીએ?" ભગવંતે ઉત્તર આપ્યો કે "હે ગૌતમ! ઘણે કાળે પણ જેનો અંત (વિનાશ) નથી તેને સુખ કહીએ" તેવું સુખ તો મોક્ષ સુખજ છે.

કદિ કોઇ પ્રશ્ન કરે કે 'જ્યારે સિદ્ધની અને મોક્ષ સુખની મુખ્યતા છે ત્યારે તેની સ્તુતિ રૂપ 'સિદ્ધસ્તવ' આરંભમાં શા માટે ન કહ્યો?' ઉત્તર. સર્વે ક્રિયાઓનું ફળ પર્યવસાનેજ હોય છે, પહેલાં હોતું નથી. વૃક્ષોને વિષે પણ ફળોત્પત્તિ પ્રાંતેજ થાય છે. કહ્યું છે કે 'વૃક્ષના મૂળથી ખંધનો પ્રભવ થાય છે, ખંધથી શાખા, શાખાથી પ્રશાખા, પ્રશાખાથી પત્ર, પત્રથી પુષ્પ, પછી ફળ અને છેવટે રસની ઉત્પત્તિ છે.' આ પ્રમાણે હોવાથી જ્ઞાન દર્શન ચારિત્રના ફળ રૂપ સિદ્ધનું સ્મરણ પ્રાંતે કરવું યુક્ત છે.

सिद्धाणं बुद्धाणंની પ્રથમ ગાથાવડે સિદ્ધ ભગવંતની સ્તુતિ કર્યા પછી સાંપ્રતકાળે જેમનું શાસન પ્રવર્ત્તે છે એવા શ્રી વીર-ભગવંત વિશેષ સ્મરણીય હોવાથી તેમની સ્તુતિની બે ગાથાઓ કહેવી. ત્યાર પછી મહા તીર્થ હોવાથી શ્રી *ઉજ્જયંતગિરિની તથા તેના અલંકારભૂત શ્રી નેમિનાથની સ્તુતિરૂપ એક ગાથા કહેવી અને પછી અષ્ટાપદ નંદીશ્વરાદિ અનેક તીર્થોના નમસ્કારરૂપ †चत्तारी अठ्ठदस दोय वंदीया० એ ગાથા કહેવી.

આ પ્રમાણે જ્ઞાનાચાર, દર્શનાચાર અને ચારિત્રાચારની શુદ્ધિ કરીને સકળ ધર્માનુષ્ઠાનનું હેતુભૂત શ્રુત હોવાથી તેની સમૃદ્ધિને અર્થે सुअ देवयाए करेमि काउस्सग्गं अन्नथ्थ०

* ગિરનાર. † આ ગાથાના અનેક અર્થ થાય છે, તેથી જુદા જુદા ઘણા તીર્થોનું વંદન થઇ શકે છે.

ઇત્યાદિ કહીને શ્રુતદેવતાનો કાઉસ્સગ્ગ કરવો. તેમાં એક નવકાર ચિંતવવો. દેવતાદિકનું આરાધન સ્વલ્પ યત્નવડે સાધ્ય હોવાથી આઠ શ્વાસોશ્વાસના પ્રમાણવાળો આ કાઊસગ્ગ સમજવો. કાઉસગ્ગ પારીને શ્રુતદેવતાની સ્તુતિરૂપ સુયદેવયા ભગવઇ૦ એ સ્તુતિ કહેવી.

અહીં શિષ્ય શંકા કરે છે કે-'શ્રુતરૂપ દેવતાનો કાયોત્સર્ગ તો શ્રુતની સમૃદ્ધિને અર્થે કરવો યુક્ત છે કેમકે શ્રુતની ભક્તિ કરવાથી જ્ઞાનાવરણી કર્મનો ક્ષય થાય છે અને તેમ થવાથી શ્રુતસમૃદ્ધિની પ્રાપ્તિ થાય છે. આ વાત તો સુપ્રતિત છે. પરંતુ શ્રુતના અધિષ્ઠાયક દેવતાઓ તો વ્યંતરાદિ હોય છે તેથી તેના આરાધન માટે કાયોત્સર્ગ કરવો યુક્ત નથી. વળી તેઓનું ઉત્કૃષ્ટ કર્મો ખપાવવામાં અસમર્થપણું હોવાથી તેઓ શ્રુત સમૃદ્ધિના હેતુ નથી. જો શ્રુતરૂપ દેવતાને નિમિત્તે કાયોત્સર્ગ કહેશો તો શ્રુતરૂપ દેવતાની તો ત્રીજા પુક્ખરવરદીવડ્ઢે૦ ના કાયોત્સર્ગ પ્રસંગે સ્મૃતિ કરેલી જ છે.' ઉત્તર-શ્રુત અધિષ્ઠાતા દેવતાને ગોચર જે શુભ પ્રણિધાન છે તેનું સ્મરણ કરનારના કર્મક્ષયના હેતુપણે અભિધાન કરેલું છે; તેથી શ્રુતદેવતાની તેમજ ક્ષેત્રદેવતાની સ્તુતિ પણ યોગ્ય છે. જેના અધિષ્ઠિત ક્ષેત્રને વિષે સ્થિતિ કરીએ તેનો કાયોત્સર્ગ કરીને પછી તેની સ્તુતિ કહેવી. દરરોજ ક્ષેત્ર દેવતાનું સ્મરણ કરવું તે ત્રીજા મતને વિષે વારંવાર અવગ્રહ યાચનરૂપ ભાવના કહેલી છે તેના ખરાપણા રૂપ સંભવે છે.

વળી શિષ્ય શંકા કરે છે કે-શ્રુતદેવતા અને ક્ષેત્ર દેવતાદિકનો કાયોત્સર્ગ કરવાથી મિથ્યાત્વની પ્રસક્તિ થાય છે તેથી

તે કરવા યુક્ત નથી; ઉત્તર-પુર્વધરાદિકના કાળને વિષે પણ એ કાયોત્સર્ગના ક્રિયમાણપણાનો સંભવ હોવાથી તારૂં કહેવું યુક્ત નથી. શ્રી आवश्यक सूत्र ની લઘુવૃત્તિ, બૃહદ્‌વૃત્તિ, ચૂર્ણી, ભાષ્ય, પાક્ષિકસૂત્ર તથા પ્રવચનસારોદ્ધારાદિને વિષે શ્રુતદેવતાદિકના કાયોત્સર્ગ કહેલા છે. શ્રી આવશ્યક બૃહદ્‌વૃત્તિના પ્રારંભમાં શ્રી હરિભદ્રસૂરિએ નમસ્કાર કરેલો છે તે ગાથા આ પ્રમાણે છે–

प्रणिपत्य जिनवरेंद्रं, वीरं श्रुतदेवतां गुरुन् साधून् ।
आवश्यकस्य विवृतिं, गुरुपदेशादहं वक्ष्ये ॥ १ ॥

શ્રી પંચવસ્તુ ગ્રંથમાં કહ્યું છે કે—

आयरणा सुअदेवयमाइणं होइ उस्सग्गो ।

શ્રી વીરભગવંતના નિર્વાણ પછી હજાર વર્ષે પૂર્વ વ્યવચ્છેદ પામ્યા. અને શ્રી હરિભદ્રસૂરિ ત્યાર પછી પંચાવન વર્ષે સ્વર્ગે ગયા છે. એમણે પોતાના મંગળાચરણમાં શ્રુતદેવતાને નમસ્કાર કરેલો છે તેથી તે પ્રકારની આચરણાનો સંભવ ગ્રંથકરણકાળની અગાઉ પણ હોવો જોઇએ એટલે પૂર્વધરના સમયને વિષે પણ શ્રુતદેવતાદિકના કાયોત્સર્ગનો સંભવ છે, અને તેથી તે કરવા યોગ્ય છે.

ત્યારપછી નમસ્કાર (નવકાર) ભણન પૂર્વક સંડાસા પ્રમાર્જીને બેસે. બેસીને પૂર્વે કહેલી વિધિ પ્રમાણે મુખવસ્ત્રીકા પડિલેહીને ગુરૂ મહારાજાને દ્વાદશાવર્ત્ત વંદન બે વાંદણાવડે કરે, આ વંદન, શ્રી ગુરૂમહારાજની આજ્ઞા પૂર્વક કર્યું છે આવશ્યક જેણે એવા શિષ્યે 'મેં આપની આજ્ઞા યુક્ત પ્રતિક્રમણ કર્યું' એમ નિવેદન કરવા નિમિત્તે છે. લૌકીકને વિષે પણ રાજાદિકે

કરેલા આદેશ પ્રમાણે કાર્ય કરીને પ્રણામ પૂર્વક તે પ્રમાણે કર્યાનું નિવેદન કરવાનું પ્રવર્તન છે. તેજ પ્રમાણે અહીં પણ જાણવું.

જેમ રાજાના મનુષ્યો કાર્ય પ્રસંગે મોકલ્યા સતા પ્રણામ કરીને જાય છે અને તે પ્રમાણે કાર્ય કરી આવ્યા પછી પ્રણામ પૂર્વક નિવેદન કરે છે તેમ અહીં પણ સાધુ, ગુરૂ મહારાજએ પ્રતિક્રમણ કરવાની આજ્ઞા કર્યા સતા પ્રથમ ગુરૂ વંદન કરીને પછી ચારિત્રાદિકની વિશુદ્ધિ કરે છે અને પ્રાંતે ગુરૂમહારાજને છએ આવશ્યક કર્યાનું નિવેદન કરવાના પ્રારંભમાં દ્વાદશાવર્ત્ત વંદન કરીને પછી "सामायक, चउवींसत्थो, वांदणा, पडिकमणुं काउस्सग्ग, पच्चख्खाण कर्युं छेजी." એમ નિવેદન કરે છે.

પછી इच्छामो अणुसट्ठि એમ કહીને જાનુવડે સ્થિત થઇ અંજળી જોડી नमोऽर्हत्सिद्ध० ઇત્યાદિ પૂર્વક ત્રણ સ્તુતિ કહે. તેમાં પણ ગુરુ મહારાજનો વિનય સાચવવા માટે જ્યાંસુધી ગુરૂ એક સ્તુતિ બોલે ત્યાંસુધી શિષ્ય મૌન રહે; અને એક સ્તુતિ ગુરુ બોલી રહ્યા પછી સર્વે વર્દ્ધમાન સ્તુતિ ત્રય બોલે.

અહીં इच्छामो अणुसट्ठि એ શબ્દનો અર્થ એવો સમજવો કે 'અનુશાસ્તિ જે ગુર્વાજ્ઞા તેને હું અભિલષું છું-વાંછું છું.' એટલે "પ્રતિક્રમણ કરવું" એવી જે ગુર્વાજ્ઞા તેને હું વાંછું છું. અને તે ગુર્વાજ્ઞા પ્રમાણે મેં મારાઅભિલાષ પૂર્વક (રાજાની વેઠની પેઠે નહીં) પ્રતિક્રમણ કર્યું છે. આ સંભાવના એટલા માટે કરીએ છીએ કે તે વચન કહ્યા પછી ગુરૂ મહારાજનો કાંઇ નવો આદેશ નથી. વળી સમ્યક્ત્વ સામાયિકાદિકના આરોપણની વિધિમાં તથા અંગાદિકના ઉદ્દેશમાં પણ એ પ્રમાણે इच्छामो अणुसट्ठि એવું વચન છે અને તેની પછી કાંઇ ગુરુ મહારાજ આદેશ દેતા નથી.

આ પ્રમાણે પ્રતિક્રમણ (ષટ્ આવશ્યકરૂપ) સંપૂર્ણ થવાથી ઉત્પન્ન થયો જે અત્યંત પ્રમોદ તેના પ્રસારથી આકુળ થયેલા પ્રતિક્રમણ કરનાર [1]વર્દ્ધમાન સ્વરે કરીને, [2]વર્દ્ધમાન અક્ષર યુક્ત, શ્રી વર્દ્ધમાન સ્વામીની नमोस्तुवर्द्धमानाय० ઇત્યાદિ ત્રણ સ્તુતિ બોલે. દૈવસીક પ્રતિક્રમણમાં ગુરુ એક સ્તુતિ બોલી રહ્યા પછી બોલે અને પાક્ષિકાદિ પ્રતિક્રમણમાં ગુરુ મહારાજનું તથા પર્વનું વિશેષ બહુમાન સૂચવવાને માટે ગુરુ ત્રણે સ્તુતિ બોલી રહે ત્યારપછી સર્વે સાધુ અને શ્રાવકો સમ કાળે ઉચ્ચ સ્વરે ત્રણે સ્તુતિ બોલે.

સાધ્વી અને શ્રાવીકાઓ સંસ્કૃત ભાષાના અનધિકારી હોવાથી नमोर्हत् सिद्ध० ઇત્યાદિ ન બોલે તથા नमोस्तु वर्द्धमानाय० ને સ્થાનકે संसार दावानल० ઇત્યાદિ ત્રણ સ્તુતિ બોલે. રાત્રિક પ્રતિક્રમણમાં પણ विशाललोचन० ને સ્થાનકે એ જ संसार दावानल० ઇત્યાદિ ત્રણ સ્તુતિ બોલે. સ્ત્રીઓનો એ સંબંધમાં અધિકાર નથી એમ સૂચવતા સતા શાસ્ત્રકારે કહ્યું છે કે—

वाल स्त्री मंद मुर्खाणां, नृणां चारित्रकांक्षिणां ।
अनुग्रहार्थ सर्वज्ञैः सिद्धांतः प्राकृतः कृतः ॥ १ ॥

"બાળક, સ્ત્રી, મંદ બુદ્ધિવાળા અને મૂર્ખ એવા ચારિત્ર ઇચ્છક મનુષ્યોના અનુગ્રહને માટે સર્વજ્ઞોએ સિદ્ધાંત પ્રાકૃત ભાષામાં કરેલા છે." આ પ્રમાણે કહેલ છે તેથી તેમજ સંસ્કૃત નાટકાદિને વિષે સ્ત્રીઓના આલાપ પ્રાયે પ્રાકૃત ભાષામાં જ

* ઉચે [illegible] ગાથામાં વધતા વધતા અક્ષર છે.

હોવાથી સ્ત્રીઓનું સંસ્કૃત ભાષામાં અનધિકારીપણું દૃઢ થાય છે. વળી કહ્યું છે કે-

केत्रिअ तुच्छा गारव बहुला चलींदीआ दुवला धीइएअ ।
इअ अइसेसइझयणी, भूआवाओ अ नो थीणं ॥ १ ॥

"કેટલીક સ્ત્રીઓ સ્વભાવથીજ પ્રાયે તુચ્છ એટલે અલ્પ સત્વવાળી, અલ્પ ઋદ્ધિ હોવા છતાં પણ અત્યંત ગર્વ ધારણ કરનારી, ચપળ ઇંદ્રીઓવાળી એટલે વિકારવાળી તથા ધૈર્યતામાં દુર્બળ અર્થાત્ ધીરજ નહીં રાખી શકનારી એવી હોય છે તેથી અતિશયવંત સ્વરૂપવાળાં ઉથ્થાન અને સમુથ્થાન શ્રુત તથા અરૂણોપપાતાદિક અધ્યયન અને ભૂતવાદ જે દૃષ્ટિવાદ બારમું અંગ તે ભણવાની સ્ત્રીઓને અનુજ્ઞા નથી." દૃષ્ટિવાદને વિષે અનેક વિદ્યાઓ સર્વ પ્રકારના વાંછિતને આપનાર વર્ણવેલી છે, તેથી તે ભણવાનો અધિકાર સત્વવંત પુરૂષને જ છે.

સંયમાદિ કાર્ય નિષ્પન્ન થયે સતે જો કોઇ મુનિ એક કુળ, એક ગામ અથવા એક રાજધાનીની ઉપર સંકલ્પ કરીને રૂષ્ટમાન થયા સતા અપ્રશાંત ચિત્તવડે, અપ્રશસ્ત લેશ્યાવડે, વિષમાસને બેસીને, ઉપયોગ સહિત उट्ठाण श्रुत अध्ययन ગણે, એકવાર બેવાર અને ત્રીજીવાર ગણે કે તત્કાળ તે કુળ, ગામ અથવા તે રાજધાનીમાં વસનારા લોકો હણાઇ ગયા છે મનના સંકલ્પ જેના એવા થયા સતા, વિલાપ કરતા સતા એકદમ ઉતાવળા ભયભ્રાંત થઇને ભાગવા માંડે; ત્યારપછી કાર્ય સમાપ્ત થયે સતે તેજ કુળ, તેજ ગામ તથા તેજ રાજધાનીને માટે સંકલ્પ કરીને તુષ્ટમાનપણે, પ્રસન્ન ચિત્તે, પ્રસન્ન લેશ્યાવડે, સમ સુખાસને બેસીને ઉપયોગ યુક્ત મુનિ समुट्ठाण श्रुत अध्ययन નું પર્યટણ

કરે, ગણે.-એકવાર, બે વાર અને.ત્રણવાર ગણે કે તરત જ તે કુળ, તે ગામ અથવા તે રાજધાનીમાં વસનારા લોકો હર્ષવંત ચિત્તવાળા થઈને, સુપ્રશસ્ત મંગળિકના સમૂહને કરતા સતા, મંદ મંદ ગતિવડે ક્રીડા કરતા પાછા આવે. આ પ્રમાણે પૂર્વે જે પોતાના સ્થાનકથી ભ્રષ્ટ થયા હોય તે પાછા પોતાના સ્થાનક પ્રત્યે આવીને સ્થિત થાય. આવો ઉદ્ઠાણ અને સમુટ્ઠાણ શ્રુત અધ્યયનનો પ્રભાવ છે.

તથા અરુણ નામના દેવના ઉપપાતનું હેતુભૂત તે અરુણોપ પાત નામનું અધ્યયન જાણવું. જ્યારે તે અધ્યયનને ગણવાને ઉદ્યમવંત થયેલા મુનિ તેનું પરાવર્તન કરે-ગણવા માંડે ત્યારે તે અરુણ નામે દેવતાનું સ્વસમયનિબદ્ધપણા થકી આસન ચલાયમાન થાય. સસંભ્રમપણે, ભ્રમિતલોચનવંત થઈને અવધિજ્ઞાન પ્રયુંજે, પછી સર્વ વ્યતિકરને જાણીને હર્ષ પામે અને અત્યંત પ્રહર્ષિત થઈને ચપળ કુંડળાદિક આભરણવંત તે દેવ દિવ્ય કાંતિવડે, દિવ્ય વિભૂતિ વડે અને દિવ્ય ગતિવડે જ્યાં તે ભાગ્યવાન્ મુનિ મહારાજ તે અધ્યયનનો પાઠ કરે છે ત્યાં આવે. આવીને ભક્તિના સમૂહવડે નમાવ્યું છે મુખ કમળ જેનો એવો તે દેવ કુસુમની વૃષ્ટિ કરે અને તે શ્રમણની સમિપે બે હાથ જોડી, સંવેગવડે વિશુદ્ધમાન અધ્યવસાયવંત થયો સતો અરૂણોપપાત અધ્યયનને સાંભળવા બેસે. તે અધ્યયન સમાપ્ત થાય ત્યારે, "ભલું સ્વાધ્યાય કર્યું, ભલું સ્વાધ્યાય કર્યું" એમ કહીને "વરંવૃણુ" અર્થાત્ વર માગો, એમ બોલે. તે વખત આ લોક સંબંધી નિષ્પીપાસાવાન્, તૃણમણી અને લોહ કાંચનની ઉપર સમભાવવાળા [illegible] વધુને પ્રાપ્ત કરવાને અત્યંત ઉત્સુક

થયેલા તે મુનિ 'અમારે વર માગવે કરીને કાંઇપણ સ્વાર્થ નથી' એમ કહે. આવા પ્રતિવચનને સાંભળીને અધિકતર સંવેગ પ્રાપ્ત થયો છે જેને એવો તે દેવ પ્રદક્ષિણા દઇ, વંદન કરીને પાછો સ્વસ્થાનકે જાય. એ જ પ્રમાણે ધરણોપપાત, ગરુલોપપાત, વૈશ્રમણોપપાત, વિગેરે અધ્યયનોને માટે પણ જાણવું.

આવા પ્રભાવીક અધ્યયનો હોવાથી તે ભણવાનો સ્ત્રીઓને અધિકાર નથી. ચૌદ પૂર્વ ભણવાને વિષે પણ તેનું અનધિકારીપણું છે. नमोऽर्हत्सिद्धा० અને नमोस्तुवर्द्धमानाय વિગેરેનું પૂર્વાંતર્ગતપણું સંભવે છે, તેથી જ તે સ્ત્રીઓ ન બોલે એમ કહેલ છે. અથવા તે ન કહેવામાં કાંઇ બીજું કારણ હોય તો તે પણ બુદ્ધિવંત પુરૂષોએ સ્વયમેવ જાણી લેવું.

नमोस्तुवर्द्धमानाय * ગુરૂ મહારાજ કહેતા હોય તે અવસરે દરેક સ્તુતિને પ્રાંતે नमोखमासमणाणं એ વચન વડે ગુરૂ મહારાજને નમસ્કાર અન્ય સાધુ અને શ્રાવક બોલે છે તે નૃપાદકના આલાપમાં દરેક વાર્તાની પ્રાંતે 'જીવ' એમ બોલવાનું કેટલેક સ્થાનકે પ્રવર્ત્તન છે તે પ્રમાણે શ્રી ગુરૂ વચનની પ્રતીચ્છાદિ રૂપ સંભવે છે.

તથા શ્રીવર્દ્ધમાન સ્વામીનું આ તીર્થ પ્રવર્ત્તે છે, તેમની આજ્ઞાવડે કરીને આ પ્રતિક્રમણાદિ કરવાનું છે તે નિર્વિઘ્નપણે સંપૂર્ણ થવાથી થયેલા હર્ષે કરીને, તેમજ મંગળિકને અર્થે नमोस्तुवर्द्धमानाय એ સ્તુતિ કહેવાની છે, કૃતજ્ઞોનો એવો વ્યવહારજ છે કે 'સ્વસમીહીત કાર્ય નિર્વિઘ્નપણે સમાપ્ત થાય ત્યારે

* આ પ્રમાણે પ્રવર્તન હાલ નથી. नमोऽर्हतની આધમાં એકવાર જ नमोखमासमणाणं એમ કહેવાનું પ્રવર્ત્તન છે.

શ્રીદેવગુરૂની સ્તુતિ કરવી; આવો ન્યાય લોકોને વિષે પણ પ્રવર્ત્તે છે. જ્યારે રાજા શત્રુનો જય કરીને આવે ત્યારે તેમ જ વિવાહાદિકને વિષે પણ હર્ષે કરીને વિચિત્ર વાજીંત્રો વજડાવે છે તેમ જ ઊંચે સ્વરે કરીને ગીત નૃત્યાદિ થાય છે અને પોતાના પૂજ્યની પૂજા કરે છે તેમ અહીં પણ ઊંચે સ્વરે કરીને શ્રીવર્દ્ધમાન સ્વામીની સ્તુતિ કહેવાનો હેતુ સમજી લેવો.

ત્યારપછી શક્રસ્તવ કહેવું અને પછી મનોહર સ્વરવડે કરીને એક જણ સ્તવન બોલે અને બીજા સર્વે સાવધાન મનવાળા થઇ બે હાથ જોડી રાખીને સાંભળે. સ્તવન કહી રહ્યા પછી * वरकनक० ઇત્યાદિ ગાથા કહીને ચાર ખમાસમણવડે શ્રી ગુર્વાદિકને વંદન કરે, અહીં શ્રીદેવગુરૂનું વંદન મુનિને નમોઽર્હતથી માંડીને ચાર ખમાસમણ દેવા પર્યંત જાણવું. અને શ્રાવકને ત્યારપછી † अड्ढाइज्जेसु કહેવા સુધી જાણવું. સર્વ ધર્માનુષ્ઠાન શ્રીદેવગુરૂની ભક્તિ અને બહુમાન પુરઃસર કર્યા સતાજ સફળ થાય છે તેથી પ્રતિક્રમણના પ્રારંભને વિષે તેમજ સંપૂર્ણ થાય ત્યાં શ્રી દેવગુરૂનું વંદન કરવું યોગ્ય છે. આદિ અને અંતનું ગ્રહણ કર્યે સતે મધ્યનું ગ્રહણ પણ સમજી લેવું, એવો ન્યાય હોવા થકી એ દેવગુરૂની ભક્તિ સાર્વત્રિકી સમજવી. જેમ શક્રસ્તવને વિષે પ્રારંભમાં નમુત્થુણં એ પદમાં અને અંતે નમો-જીણાણ એ પદમાં નમસ્કાર હોવા થકી દરેક પદે એ પાઠનું પરિજ્ઞાન થાય છે તેમ અહીં પણ સમજવું. તેમજ પાંચ દંડક યુક્ત દેવવંદન કરવાના અધિકારને વિષે પણ જેમ આદ્યમાં

* આ ગાથામાં પાંચે વર્ણવાળા ૧૭૦ જિનેશ્વરોને નમસ્કાર છે.

† આમાં અઢી દ્વીપ માંહેના સર્વે મુનિ મહારાજને નમસ્કાર છે.

અને અંતે શક્રસ્તવ કહેવાય છે તેમ અહ
આદ્યમાં અને અંતે દેવગુરૂને વંદન કરવ
ભક્તિ બહુમાનાદિ જાણી લેવું.

હવે અઢાઇજ્જેસુ કહ્યા પછી, પૂર્વે પ્ર
ત્રાચાર, દર્શનાચાર અને જ્ઞાનાચારની શુદ્
કર્યાં છતાં પણ ફરીને દ્વિબંદ્ધં સુબદ્ધં ભવ
તે સારૂં બાંધેલું થાય છે' એ ન્યાયે કર
વિરમણને વિષે લાગેલા અતિચારની વિશુદ્
વિંશતિ સ્તવ (લોગસ્સ) ચિંતવવા ૩૫
વિશુદ્ધિને માટે કાયોત્સર્ગ કરવો. કહ્યું
મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ
ની શુદ્ધિને માટે એકસો શ્વાસોશ્વાસ પ્રમ
આ કાયોસર્ગે પૃથક્ પૃથક્ સમાચારીના વ
ક્રમણને અંતે કરે છે અને કોઇ પ્રતિક્રમણ

કાયોત્સર્ગ સંપૂર્ણ થયા પછી પૂર્વોક્ત રી
ળકને અર્થે ચતુર્વિંશતિ સ્તવ પ્રગટપણે બોલે
સમણ પૂર્વક સજ્ઝાયસંદિસાહું? અને સજ્ઝા
માગી મંડળીમાં બેસીને સાવધાન મન વડે
મૂળ વિધિએ તો મુનિને આ સજ્ઝાયધ્યાન પ્
થતા સુધી જાણવું. કહ્યું છે કે "મુનિમહ
પ્રહરે સજ્ઝાય કરે, બીજા પ્રહરે ધ્યાન
નિદ્રાયુક્ત થાય અને ચોથા પ્રહરે પાછા
સજ્ઝાયધ્યાન ચૌદપૂર્વીને દ્વાદશાંગીનું જાણવું
જ્ઞાનવાળાને તે કરતાં ઓછું ઓછું યાવત્ ન

જાણવું. સજ્ઝાયધ્યાનની પુષ્ટિને સંબંધે શાસ્ત્રકાર કહે છે કે—

बारस्स विहंमिवि तवे, सब्भितरवाहिरे कुसलदिट्ठे ।
नवि अत्थि नवि अ होही, सज्झायसमं तवोकम्मं ॥१॥

"બાર પ્રકારના સર્વજ્ઞ કથિત બાહ્ય અભ્યંતર તપને વિષે સજ્ઝાય તપ સમાન બીજો છે નહીં અને હોશે પણ નહીં."

હવે શિષ્ય પ્રશ્ન કરે છે કે–પાંચે પ્રકારના આચારની વિશુદ્ધિને માટે પ્રતિક્રમણ છે એમ પૂર્વે કહ્યું છે અને આમાં તો ચારિત્રાચાર, દર્શનાચાર અને જ્ઞાનાચાર એ ત્રણ આચારની શુદ્ધિજ દરેક સ્થાને કરી છે; તપાચાર અને વિર્યાચારની શુદ્ધિ કાંઈ કહી નથી માટે તે બે આચારની શુદ્ધિ પ્રતિક્રમણમાં શી રીતે થાય છે?

ગુરૂમહારાજ ઉત્તર આપે છે કે–એ બે આચારની શુદ્ધિ જ્ઞાનાચારાદિકના અંતરમાંજ પ્રતિપાદન કરેલી છે. પ્રથમ સાંયકાળે કર્યું છે ચૌવિહારનું પચ્ચખ્ખાણ જેણે એવા મુનિને, તેમજ કર્યું છે યથાશક્તિ દુવિહાર, તીવિહાર, ચૌવિહારનું પચ્ચખ્ખાણ જેણે એવા શ્રાવકનેજ પ્રતિક્રમણ થાય છે. પ્રભાતના પડિકમણમાં પણ છ માસ તપથી માંડીને યથાશક્તિ તપ કરવાનું પ્રત્યાખ્યાન કરવામાં આવે છે. એ બાહ્યતપની શુદ્ધિ થઈ અને અભ્યંતર તપ તો કાયોત્સર્ગ સ્વાધ્યાયાદિ રૂપ પ્રતિક્રમણમાં પ્રત્યક્ષ છે. એ પ્રમાણે પ્રગટપણે તપાચારની શુદ્ધિ તો થાય છે. અને યથાવિધિ યથાશક્તિ પ્રતિક્રમણ કરતા સતા વિર્યાચારની શુદ્ધિ પણ પ્રગટજ છે. પૂર્વે પ્રારંભની ગાથામાં જે જે પ્રકારે પાંચે આચારની શુદ્ધિ કરવાનું કહેલું છે તે પ્ર[illegible] આચારની વિશુદ્ધિ થાય છે.

અને અંતે શક્રસ્તવ કહેવાય છે તેમ અહીં પ્રતિક્રમણમાં પણ આદ્યમાં અને અંતે દેવગુરૂને વંદન કરવા થકી સર્વત્ર વંદન ભક્તિ બહુમાનાદિ જાણી લેવું.

હવે અઢ્ઢાઈજ્જેસુ કહ્યા પછી, પૂર્વે પ્રતિક્રમણ કરતાં ચારિત્રાચાર, દર્શનાચાર અને જ્ઞાનાચારની શુદ્ધિને અર્થે કાયોત્સર્ગ કર્યાં છતાં પણ ફરીને દ્વિર્બદ્ધં સુબદ્ધં ભવતિ 'બે વાર બાંધેલું તે સારૂં બાંધેલું થાય છે' એ ન્યાયે કરીને પ્રાણાતિપાતાદિ વિરમણને વિષે લાગેલા અતિચારની વિશુદ્ધિને અર્થે ચાર ચતુર્વિંશતિ સ્તવ (લોગસ્સ) ચિંતવવા રૂપ દેવસી પ્રાયશ્ચિતની વિશુદ્ધિને માટે કાયોત્સર્ગ કરવો. કહ્યું છે કે-પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ એ પાંચ પાપસ્થાનકની શુદ્ધિને માટે એકસો શ્વાસોશ્વાસ પ્રમાણ કાયોત્સર્ગ કરવો. આ કાયોસર્ગ પૃથક્ પૃથક્ સમાચારીના વશ થકી કોઇક પ્રતિક્રમણને અંતે કરે છે અને કોઇ પ્રતિક્રમણની આદ્યમાં કરે છે.

કાયોત્સર્ગ સંપૂર્ણ થયા પછી પૂર્વોક્ત રીતે જ પારીને મંગળકને અર્થે ચતુર્વિંશતિ સ્તવ પ્રગટપણે બોલે ત્યાર પછી બે ખમાસમણ પૂર્વક सझ्झायसंदिसाहुं? અને सझ्झाय करुं એમ આદેશ માગી મંડળીમાં બેસીને સાવધાન મન વડે સજ્ઝાય કરે-બોલે. મૂળ વિધિએ તો મુનિને આ સજ્ઝાયધ્યાન પ્રથમ પૌરિસિ સંપૂર્ણ થતા સુધી જાણવું. કહ્યું છે કે "મુનિમહારાજ રાત્રીના પ્રથમ પ્રહરે સજ્ઝાય કરે, બીજા પ્રહરે ધ્યાન કરે, ત્રીજા પ્રહરે નિદ્રામુક્ત થાય અને ચોથા પ્રહરે પાછા સજ્ઝાય કરે." ઉત્કૃષ્ટ સજ્ઝાયધ્યાન ચૌદપૂર્વીને દ્વાદશાંગીનું જાણવું અને તેથી ઓછા જ્ઞાનવાળાને તે કરતાં ઓછું ઓછું યાવત્ નમસ્કાર ગણવા પર્યંત

જાણવું. સઝ્ઝાયધ્યાનની પુષ્ટિને સંબંધે શાસ્ત્રકાર કહે છે કે-

वारस्स विहंमिवि तवे, सम्भितरबाहिरे कुसलदिट्टे ।
नवि अथिप नवि अ होही, सज्झायसमं तवोकम्मं ॥१॥

"બાર પ્રકારના સર્વજ્ઞ કથિત બાહ્ય અભ્યંતર તપને વિષે સઝ્ઝાય તપ સમાન બીજો છે નહીં અને હોશે પણ નહીં."

હવે શિષ્ય પ્રશ્ન કરે છે કે-પાંચે પ્રકારના આચારની વિશુદ્ધિને માટે પ્રતિક્રમણ છે એમ પૂર્વે કહ્યું છે અને આમાં તો ચારિત્રાચાર, દર્શનાચાર અને જ્ઞાનાચાર એ ત્રણ આચારની શુદ્ધિજ દરેક સ્થાને કરી છે; તપાચાર અને વિર્યાચારની શુદ્ધિ કાંઈ કહી નથી માટે તે બે આચારની શુદ્ધિ પ્રતિક્રમણમાં શી રીતે થાય છે?

ગુરૂમહારાજ ઉત્તર આપે છે કે-એ બે આચારની શુદ્ધિ જ્ઞાનાચારાદિકના અંતરમાંજ પ્રતિપાદન કરેલી છે. પ્રથમ સાંયકાળે કર્યું છે ચૌવિહારનું પચ્ચખ્ખાણ જેણે એવા મુનિને, તેમજ કર્યું છે યથાશક્તિ દુવિહાર, તીવિહાર, ચૌવિહારનું પચ્ચખ્ખાણ જેણે એવા શ્રાવકનેજ પ્રતિક્રમણ થાય છે. પ્રભાતના પડિકમણમાં પણ છ માસ તપથી માંડીને યથાશક્તિ તપ કરવાનું પ્રત્યાખ્યાન કરવામાં આવે છે. એ બાહ્યતપની શુદ્ધિ થઈ અને અભ્યંતર તપ તો કાયોત્સર્ગ સ્વાધ્યાયાદિ રૂપ પ્રતિક્રમણમાં પ્રત્યક્ષ છે. એ પ્રમાણે પ્રગટપણે તપાચારની શુદ્ધિ તો થાય છે, અને યથાવિધિ યથાશક્તિ પ્રતિક્રમણ કરતા સતા વિર્યાચારની શુદ્ધિ પણ પ્રગટજ છે. પૂર્વે પ્રારંભની ગાથામાં જે જે પ્રકારે પાંચે આચારની શુદ્ધિ કરવાનું કહેલું છે તે [illegible] આચારની વિશુદ્ધિ થાય છે.

ઉપર સજ્ઝાય કહેવા પર્યંતની વિધિનું વર્ણન સહેતુક કહેલું છે ત્યાર પછી "दुःखक्खओ कम्मक्खओ निमित्तं करेमि काउस्सग्गं." કહીને ચાર લોગસ્સનો કાયોત્સર્ગ કરવો, શાંતિ સાંભળવી અથવા કહેવી અને પ્રગટ લોગસ્સ કહેવો-એ વિધિ તથાં ત્યારપછી શ્રાવકને સામાયક પારવાની અંતર્ગત चउक्कसायनुं[1] ચૈત્યવંદન जयवियराय પર્યંત કરવાની વિધિ પરંપરાથી સમાચારી ગત જાણી લેવી. જે ગ્રંથ ઉપરથી આ વિષય લખવામાં આવે છે તેમાં એ વિધિ સંબંધી લેખ નથી.

હવે પૂર્વે કહી ગયા પ્રમાણે હેતુ સમજીને પ્રતિક્રમણ કરવું તેને માટે યોગ્ય સમય જે પ્રારંભમાં બતાવેલો છે. તે સમયે પ્રતિક્રમણ (આવશ્યક) ન કરે તો ચાર લઘુમાસનું[2] પ્રાયશ્ચિત્ત આવે, મંડળીમાં બેસીને પ્રતિક્રમણ ન કરે (એકલા કરે) તોપણ ચાર લઘુમાસનું, કુશીલની સાથે પ્રતિક્રમે તોપણ ચાર લઘુમાસનું, નિદ્રા પ્રમાદાદિકે કરીને પ્રતિક્રમણમાં એકઠો ન મળી જાય તો એક કાયોત્સર્ગે 'ભિન્નમાસ,' બે કાયોત્સર્ગે 'લઘુમાસ' અને ત્રણ કાયોત્સર્ગ સુધી જૂદો રહે તો 'ગુરૂમાસનું' પ્રાયશ્ચિત્ત આવે તથા ગુરૂ મહારાજાએ કાયોત્સર્ગ પાર્યા અગાઉ પોતે પારે તો ગુરૂમાસ અને સર્વ કાયોત્સર્ગને વિષે ચાર લઘુમાસ એ પ્રમાણે પ્રાયશ્ચિત્ત શ્રીવ્યવહાર સૂત્રમાં કહેલ છે તે પ્રમાણે જાણી લેવું. વાંદણાને વિષે પણ કાયોત્સર્ગ પ્રમાણે પ્રાયશ્ચિત્ત જોડી દેવું.

---

1 આ ચૈત્યવંદન શ્રાવકને સાત ચૈત્યવંદન કરવાના કહ્યાં છે તેમાંનું છેલ્લું સમજવું.

2 આ પ્રાયશ્ચિત્તોમાં લઘુમાસ, ગુરૂમાસ, ભિન્નમાસ, ચતુર્લઘુ, ચતુર્ગુરૂ વિગેરે સંજ્ઞાઓ છે તે ગુરુગમ્ય જાણવી

મુનિઓ પ્રતિક્રમણ કરી રહ્યા પછી ગુરૂ મહારાજની સમીપે તે જ પ્રકારે અંતર્મુહૂર્ત્ત પર્યંત બેસી રહે. કારણકે કદાચિત આચાર્ય મહારાજ કોઈક અપૂર્વ સમાચારી પ્રરૂપે અથવા કોઈ અપૂર્વ અર્થનું, પદનું સ્વરૂપ વર્ણવે તો તે શ્રવણગત થાય, એ પ્રમાણે શ્રી ઓઘનિર્યુક્તિને વિષે કહ્યું છે.

અહીં પ્રતિક્રમણને વિષે ક્રિયા, કર્ત્તા અને કર્મ એ ત્રણે વાનાં લભ્ય છે. પ્રતિક્રમણ એ ક્રિયા, પ્રતિક્રમણ કરનાર તે કર્ત્તા અને મિથ્યાત્વ કષાયાદિક પ્રતિક્રમણ કરવાને યોગ્ય તે કર્મ જાણવું. તેમાં કર્ત્તા સાધુ વિગેરે સમ્યક્ દૃષ્ટિપણાએ યુક્ત એવા વિશેષણોએ અલંકૃત સમજવા. કહ્યું છે કે-"કોઇ પણ સાધુ અથવા સાધ્વી અને શ્રાવક અથવા શ્રાવીકા તદ્રુપ ચિત્તવાળા થઇને, તન્મય થઇને, તત્લેશ્યાવાન્ થઇને, તે રૂપ અધ્યવસાયવાળા થઇને, તદ્રુપ તીવ્ર અધ્યવસાયવંત થઇને, તદર્થ ઉપયુક્ત થઇને, તેનેજ પ્રિય માનીને, તદ્ભાવના ભાવીત થઇને, અન્યત્ર કોઈ પણ સ્થાનકે મનને ન ફેરવતા સતા એક મનવાળા થઇને વિમનપણા રહિત થઇને, જિનવચન અને ધર્મરાગને વિષે રક્ત મનવાળા થઇને ઉભયકાળ આવશ્યક કરે". આ પ્રમાણે આવશ્યક કરતા સતા ભવ્ય પ્રાણી સંસારસમુદ્રના પાર પ્રત્યે પામે, એ નિઃસંદેહ જાણવું.

ઇતિ દૈવસિક પ્રતિક્રમણ ક્રમવિધિ.

હવે રાત્રિક પ્રતિક્રમણનો ક્રમ કિંચિત્ સહેતુપણે કહીએ છીએ-રાત્રિના પાછલા છેલ્લા પ્રહરે નિદ્રા તજી દઈને પ્રથમ ઇરિઆવહી પડિક્કમે. 'ઇરિયાવહી પ્રતિક્રમ્યા વિના ચૈત્યવંદન, સજ્ઝાય, આવશ્યકાદિ કાંઈ પણ કરવું ન કલ્પે' એમ શ્રીમહાનિશિથ સૂત્રમાં કહ્યું છે. વળી શ્રીવિવાહચૂલિકાને વિષે કહ્યું છે કે-"દ્રવ્યાધિકારે દિવ્યર્દ્ધિ અને કુસુમશેખરને તજી દઈને, પૌષધશાળામાં આવી, સ્થાપનાચાર્ય સ્થાપીને મૂકી દીધાં છે ભૂષણો જેણે એવો શ્રાવક ઇરિયાવહી પુરસ્સર મુહપત્તિ પડિલેહીને પછી ચાર પ્રકારનો પૌષધ કરે." શ્રી આવશ્યક ચૂર્ણિમાં પણ કહ્યું છે કે-"ત્યાં ઢઙ્ઢર નામે શ્રાવક શરીરચિંતા કરીને ઉપાશ્રય પ્રત્યે જાય, દૂરથી ત્રણ નિસીહી કહીને ઉપાશ્રયમાં પ્રવેશ કરે અને ઢઙ્ઢર સ્વર વડે ઇરિયાવહી પડિક્કમે." વળી કહ્યું છે કે-

ववहारावस्सय महानिसीह, भगवइ विवाहचूलासु ।
पडिक्कमण चुन्निमाइसु, पढमं इरिया पडिक्कमणं ॥ १ ॥

"શ્રી વ્યવહાર સૂત્ર, આવશ્યક સૂત્ર, મહાનિશીથ સૂત્ર, ભગવતિ સૂત્ર, વિવાહચૂલિકા તથા પ્રતિક્રમણચૂર્ણિ આદિને વિષે પ્રથમ ઇરિયાવહી પ્રતિક્રમવાનું કહેલું છે."

વળી શાસ્ત્રમાં કહ્યું છે કે-"પ્રથમ ગમનાગમન જે ઇરિયાવહી તે પડિક્કમીને, આલોઇને, નિંદા કરીને, ગરહા કરીને 'હા ઇતિ ખેદે! આ મારૂં દોષવંત કૃત્ય છે' એમ ચિંતવીને મિચ્છામી દુક્કડં દેય. પછી તથારૂપ પ્રાયશ્ચિત્તને આચરતા સતા કાયોત્સર્ગ કરીને આચરણ કરવા યોગ્ય જે ચૈત્યવંદનાદિ અનુષ્ઠાન તેને વિષે

ઉપયુક્ત થાય-જોડાય. જેમ દ્રવ્યાર્ચનને વિષે પવિત્ર થવા માટે બાહ્ય તનુશુદ્ધિ કરાય છે તેમ ભાવાર્ચનને વિષે પવિત્ર થવા માટે ઇરિયાવહી પડિક્કમીને નિર્મળ ચિત્તવંત થવાનું છે." આ પ્રમાણેની અનેક પ્રકારની યુક્તિ અને ઉક્તિ વડે સિદ્ધ હોવાથી પ્રથમ ઈરિયાવહી પડિક્કમે. ઇરિયાવહીમાં ૫૬૩ પ્રકારના જીવો પ્રત્યે મિચ્છા દુક્કડ દેવાય છે. તે જીવોના ભેદ આ પ્રમાણે–

નર્ક ગતિના ૧૪ ભેદ, તિર્યંચ ગતિના ૪૮ ભેદ, મનુષ્ય ગતિના ૩૦૩ ભેદ અને દેવ ગતિના ૧૯૮ ભેદ–એમ ચાર ગતિના મળીને ૫૬૩ ભેદ થાય. તે પૃથક્ પૃથક્ બતાવે છે–સાત નર્કના પર્યાપ્તા અને અપર્યાપ્તા ગણતાં ચૌદ ભેદ થાય. પૃથ્વીકાય, અપ્પકાય, તેઉકાય, વાઉકાય અને સાધારણ વનસ્પતિકાય એ પાંચેના સૂક્ષ્મ, બાદર અને પર્યાપ્તા અપર્યાપ્તા ગણતા વીશ ભેદ તથા પ્રત્યેક વનસ્પતિકાય અને વિકલેંદ્રી (બેઇંદ્રી, તે ઈન્દ્રી, ચૌરેંદ્રી) એ ચારના પર્યાપ્તા અપર્યાપ્તા ગણતાં આઠ ભેદ તથા જળચર, થળચર, ખેચર, ઉરપરી અને ભુજપરી એ પાંચ પ્રકારના તિર્યંચ પંચેદ્રીના સમુર્છમ, ગર્ભજ તથા પર્યાપ્તા અપર્યાપ્તા ગણતાં વીશ ભેદ, એમ સર્વ મળીને તિર્યંચ ગતિના ૪૮ ભેદ થાય. ૧૫ કર્મભૂમિ, ૩૦ અકર્મભૂમિ અને ૫૬ અંતરદ્વીપ કુલ ૧૦૧ ક્ષેત્રોના મનુષ્યને ગર્ભજ પર્યાપ્તા, ગર્ભજ અપર્યાપ્તા અને સમુર્છમ અપર્યાપ્તા એમ ત્રણ પ્રકારે ગુણતાં મનુષ્યગતિના ૩૦૩ ભેદ થાય. ૧૦ ભુવનપતિ, ૧૫ પરમાધામી, ૧૦ તિર્યગ્ જૃંભક[૧], ૮ વ્યંતર, ૮ વાણવ્યંતર, ૫ ચરજ્યોતિષી, ૫ સ્થિરજ્યોતિષી, ૧૨ દેવલોક, ૯ ગ્રૈવેયક, ૫ અનુત્તરવિમાન, ૩

૧ એમની સ્થિતિ પાંચ ભરત અને પાંચ ઐરવતના કુલ ૧૦ વૈતાઢ્ય વિષે જાણવી.

કીલ્વીષયા, ૯ લોકાંતિક એ પ્રમાણે કુલ ૯૯ પ્રકારના દેવતાને પર્યાસા અપર્યાસા ગણુતાં દેવગતિના કુલ ૧૯૮ ભેદ થાય. સર્વ ચાર ગતિના મળીને ૫૬૩ ભેદ થાય.

એ ૫૬૩ ભેદને અભિહયા વિગેરે દશ પદ જીવવિરાધના થવાના છે તેથી દશ પ્રકારે ગુણુતાં ૫૬૩૦ થાય. રાગ અને દ્વેષે કરીને વિરાધના થઇ હોય તેથી તે બે પ્રકારે ગુણુતાં ૧૧૨૬૦ થાય. મન, વચન, કાયા એ ત્રણ યોગે કરીને વિરાધના થાય તેથી તેને ત્રણ ગણા કરતાં ૩૩૭૮૦ થાય. તેને કરવું, કરાવવું, અનુમોદવું એ ત્રણ પ્રકારે ગુણુતાં ૧૦૧૩૪૦ થાય. તેને ત્રણ કાળ (અતિત, અનાગત, વર્તમાન) માં થયેલ વિરાધનાનો મિચ્છામી દુક્કડ દેવા માટે ત્રણગુણાં કરતાં ૩૦૪૦૨૦ થાય તેને અરિહંત, સિધ્ધ, સાધુ, દેવ, ગુરૂ અને આત્મા એ છ સાક્ષીવડે યુક્ત મિચ્છામીદુક્કડ દેવા માટે છ ગુણા કરતાં ૧૮૨૪૧૨૦ ભેદ મિચ્છામીદુક્કડના થાય. ઈરિયાવહીના મિચ્છામીદુક્કડનું પ્રમાણુ આ પ્રમાણે સિદ્ધાંતને વિષે કથન કરેલું છે.

એ પ્રમાણે ઇરિયાવહી પ્રતિક્રમ્યા છે જેણે એવા સાધુ અને કર્યું છે સામાયક જેણે એવા શ્રાવક એક ખમાસમણ પૂર્વક कुसुमिण दुस्सुमिण उड्डावणिअं राइय पायच्छित्त विसोहणथं करेमि काउस्सग्गं ઇત્યાદિ કહીને ચાર ચતુર્વિશતિસ્તવ (લોગસ્સ) ચિતવવારુપ ૧૦૦ શ્વાસોશ્વાસ પ્રમાણુ કાયોત્સર્ગ કરે. સ્રીસેવાદિરૂપ કુસ્વપ્ન લાગેલ હોય તો ૧૦૮ શ્વાસોચ્છવાસ પ્રમાણુ કાયોત્સર્ગ કરે.[1] રાગાદિમય સ્વપ્ન તે કુસ્વપ્ન અને દ્વેષાદિમય

[1] ચારે લોગસ્સ सागरवरगंभीरा સુધી ૨૭-૨૭ શ્વાસોશ્વાસ પ્રમાણ ગણવા એટલે ૧૦૮ શ્વાસોશ્વાસ થાય

તે દુઃસ્વપ્ન જાણવું. સ્ત્રીને અનુરાગવડે સ્વપ્નમાં જોઇ હોય તો તે દૃષ્ટિ વિપર્યાસ કહેવાય, તે નિમિત્તે ૧૦૦ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ કાયોત્સર્ગ કરવો અને સ્વપ્નમાં અબ્રહ્મનું આસેવન કર્યું હોય તે સ્ત્રી વિપર્યાસ કહીએ તે નિમિત્તે ૧૦૮ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ કાઉસ્સગ્ગ કરવો. આ હકીકત સ્ત્રીસંગ વિરહીત એવા મુનિરાજને માટે જાણવી.

આ કાયોત્સર્ગ દુઃસ્વપ્નાદિ થકી ઉત્પન્ન થયેલા પાતકની શુદ્ધિને અર્થે પ્રાયશ્ચિત્તરૂપ હોવાથી રાત્રીક આવશ્યક (રાઇપ્રતિક્રમણ) થકી ભિન્ન જાણવો.

ત્યાર પછી સર્વ ધર્માનુષ્ઠાન શ્રીદેવગુરૂ વંદન પૂર્વક કરે તો સફળ છે, માટે પ્રથમ ચૈત્યવંદન (જગચિંતામણિનું જયવિયરાય પર્યંત) કરે અને પછી સ્વાધ્યાય કાયોત્સર્ગાદિક ધર્મવ્યાપારમાં જ્યાં સુધી પ્રાભાતિક પ્રતિક્રમણનો યથોક્ત સમય થાય ત્યાં સુધી પ્રવર્ત્તે. જ્યારે બરાબર સમય થાય ત્યારે ચાર ખમાસમણવડે શ્રી ગુર્વાદિકને વંદન કરીને ખમાસમણ પૂર્વક રાइय पडिक्कमणे ठाउं० ઇત્યાદિ વચનવડે આદેશ માગીને सव्वस्सवि राइय० ઇત્યાદિ સકળ રાત્રિક અતિચારના બીજકભૂત સૂત્ર કહે[1] અને પછી શક્રસ્તવ બોલે.

---

૧ અહીં સ્વાધ્યાયની પછી ચાર ખમાસમણવડે ગુર્વાદિવંદન કર્યું તે હાલમાં સ્વાધ્યાય અગાઉ કરવાનું પ્રવર્તન છે. સ્વાધ્યાય કર્યા પછી સુખ શાતા પૃચ્છા બોલવાનું હાલમાં પ્રવર્ત્તન છે તે આમાં નથી કર્યું અને પ્રતિક્રમણની સ્થાપનાના પ્રારંભમાં આદેશ માગવા માટે આમાં ખમાસમણ દેવાનું કર્યું છે તે પ્રવર્ત્તન હાલમાં નથી. એ સર્વ પરંપરાદિકને અનુસારે સમજવું.

અહિં પ્રથમ ચૈત્યવંદન કહેલું છે તે સ્વાધ્યાયાદિ ધર્મકૃત્ય પ્રતિબદ્ધ જાણવું, રાત્રિક આવશ્યક સંબંધી ન જાણવું. તેજ કારણ માટે અહીં પ્રતિક્રમણની સ્થાપના કર્યા પછી આરંભમાં મંગળિકાદિકને અર્થે શક્રસ્તવપાઠ સમજવો. પૂર્વે ચૈત્યવંદન કર્યા છતાં પણ આ શક્રસ્તવવડે સંક્ષેપ દેવવંદન કરવા થકી શ્રીદેવભક્તિ સર્વત્ર કરવા યોગ્ય છે એમ સ્મરણમાં રાખવું. અહીંયાં બીજાં પણ કારણો યથાગમ સંપ્રદાયાદિ સ્વયમેવ સમજી લેવા.

રાત્રિપ્રતિક્રમણ ઠાયા પછી શક્રસ્તવ કહીને દ્રવ્યથી અને ભાવથી ઉઠી કરેમિભંતે સામાઈય ઇત્યાદિ સૂત્ર પાઠ પૂર્વક ચારિત્રાચાર, દર્શનાચાર અને જ્ઞાનાચારના અતિચારની વિશુદ્ધિને અર્થે અનુક્રમે ત્રણ કાયોત્સર્ગ કરે. પહેલા કાયોત્સર્ગમાં એક ચતુર્વિંશતિ સ્તવ, બીજામાં પણ એક ચતુર્વિંશતિ સ્તવ અને ત્રીજામાં રાત્રિના અતિચારને ચિંતવે. અહિયાં પૂર્વોક્ત યુક્તિએ કરીને ચારિત્રાચારનું જ્ઞાનાદિ આચાર થકી વિશેષપણું હોવા છતાં પણ તેના કાયોત્સર્ગમાં એકજ લોગસ્સનું ચિંતવન કહ્યું છે તે, રાત્રિને વિષે પ્રાયે અલ્પ વ્યાપારીપણું હોવાથી ચારિત્રાચારના અતિચારનું ઓછાપણું હોવાને કારણે સમજવું. ત્યાર પછી કાયોત્સર્ગ પારીને સિદ્ધસ્તવ કહી સંડાસા પ્રમાર્જન કરીને બેસે.

શિષ્ય પ્રશ્ન કરે છે કે—પ્રાભાતિક પ્રતિક્રમણમાં પ્રાદોષિક પ્રતિક્રમણની જેમ પહેલા ચારિત્રાચારના અતિચારની વિશુદ્ધિ નિમિત્તના કાયોત્સર્ગને વિષે જ નિશાતિચારનું ચિંતવન શા માટે ન કરવું?

ગુરુ ઉત્તર આપે છે કે–પ્રથમ કાયોત્સર્ગને સમયે નિદ્રાભિભૂતપણું હોવાથી ભલે પ્રકારે અતિચાર સાંભરતા નથી, તેથી

અતિચારોનું ચિંતવન ત્રીજા કાયોત્સર્ગમાં કરવું એ જ યોગ્ય છે. ગુરૂવંદન પણ અંધકાર છતાં કરવાનું નથી કેમકે અંધકારમાં અન્યોન્ય સંઘટ્ટ થઇ જાય તેમ જ એક બીજાને-ગુરૂ શિષ્યને પરસ્પર ન દેખવાથી મંદ શ્રદ્ધાપણું ઉત્પન્ન થાય તેથી તે પણ પ્રત્યુષકાળે કરવું ઘટીત છે.

એ ત્રીજા કાયોત્સર્ગમાં મુનિ **सयणासणन्नपाणे०** એ ગાથા વિચારે અને શ્રાવક **नाणंमिदंसणंमिअ०** ઇત્યાદિ આઠ ગાથા ચિંતવે.

**सिद्धाणं बुद्धाणं** કહ્યા પછી મુહપત્તી પડિલેહીને પૂર્વવત્ (દેવસિક પ્રતિક્રમણવત્) વાંદણા દેવા વિગેરેનો વિધિ વંદીતા સૂત્ર પછીના પ્રથમ કાયોત્સર્ગ પર્યંત કરે. એટલે એ બધી વિધિ દેવસિક પ્રતિક્રમણ પ્રમાણે સમજવી.

પૂર્વે ચારિત્રાચાર વિગેરે આચારોની પ્રત્યેકની વિશુદ્ધિને અર્થે પૃથક્ પૃથક્ કાયોત્સર્ગ કર્યા છતાં સાંપ્રત તે ત્રણે આચારોનાં પ્રતિક્રમણવડે અશુદ્ધ રહેલા અતિચારોની એકત્ર શુદ્ધિ કરવાને નિમિત્તે આ કાયોત્સર્ગને વિષે શ્રી વીર ભગવંતનો કરેલો ષણ્માસીક તપ ચિંતવવાનો છે. શ્રી ઋષભદેવ ભગવંતને વારે ઉત્કૃષ્ટ વરસી તપ, મધ્યના ૨૨ તીર્થંકરોને વારે આઠ માસી તપ અને વીર ભગવંતને વારે ઉત્કૃષ્ટ છ માસી તપ સમજવો. એ કાયોત્સર્ગમાં તપ ચિંતવન આ પ્રમાણે સમજવું. "શ્રી વર્દ્ધમાન સ્વામીનું તીર્થ વર્તતે સતે હે જીવ! શ્રી વર્દ્ધમાન સ્વામીના કરેલા ષણ્માસિક તપને તું કરી શકીશ-કરવાને શક્તિમાન છું? " આવો પ્રશ્નનો ઉત્તર મનમાં ચિંતવે કે શક્તિવાન નથી. પછી એક એક ઉપવાસની હાની કરતો વિચારે.

યાવત્ પાંચ માસ પછી મહીના મહીનાની હાની વિચારે. અને એક માસ પછી એક દિન ઊણુ માસખમણ, બે દિન ઊણુ માસખમણ એમ ચિંતવે, સોળ ઉપવાસથી (તેર દિન ઊણુ માસખમણ પછીથી) ચોત્રીશ ભક્ત, બત્રીશ ભક્ત, ત્રીશ ભક્ત, અઠ્ઠાવીશ ભક્ત, એમ ચોથ ભક્ત પર્યંત ચિંતવે. એક ઉપવાસ પછી આયંબીલ, નીવી, એકાસણું, બિયાસણું, અવઢ્ઢ, પુરિમઢ્ઢ, સાઢ પોરિસી, પોરિસી, નવકારસી પર્યંત ચિંતવે. તેમાં જ્યાં સુધી કરવાની શક્તિ હોય અર્થાત્ કરેલ હોય ત્યાં સુધી આવે ત્યારથી એમ વિચારે કે 'શક્તિ છે પણ પ્રણામ નથી' પછી ત્યાંથી ઘટતાં ઘટતાં જે પચ્ચખ્ખાણ કરવું હોય ત્યાં સુધી આવતાં અટકે અને વિચારે કે 'શક્તિ પણ છે અને પ્રણામ પણ છે.' આ પ્રમાણે વિચાર કરી મનમાં નિશ્ચય ધારણ કરીને કાયોત્સર્ગ પારે. આ કાયોત્સર્ગમાં કરવાનું તપ ચિંતવન જેને આવડતું ન હોય તેઓ ચાર લોગસનો કાયોત્સર્ગ કરે એમ પ્રવર્ત્તન છે, પરંતુ મુખ્યવૃત્તિએ તપ ચિંતવનજ કરવાનું છે.

કાયોત્સર્ગ પારી, લોગસ્સ કહીને, પછી મુહપત્તી પડિલેહી, વાંદણા દઈને, પૂર્વ મન ચિંતિત પચ્ચખ્ખાણ કરે. ગુરૂ સમિપે પ્રતિક્રમણ કરતા હોય ને ગુરૂ પચ્ચખ્ખાણ ઉચ્ચરાવે તો છ આવશ્યકમાં "पच्चखाण कर्युं छे जी" એમ કહે અને ગુરૂ મહારાજ વિના પ્રતિક્રમણ કરતા હોય તો પચ્ચખ્ખાણ ધારે અને "पच्चखाण धार्युं छे जी" એમ કહે.

ત્યાર પછી इच्छामोअणुसट्ठीं એમ કહીને विशाललोचनदलं० ઈત્યાદિ શ્રીવીર સ્તુતિ રૂપ ત્રણ ગાથા બોલે. પણ મૃદુ

શબ્દવડે બોલે. ઉચેસ્વરે ન બોલે. એ ત્રણ ગાથા વડે લઘુ ચૈત્યવંદના સમજવી.

પ્રભાતના અને સાંજના એમ બંને પ્રતિક્રમણમાં આરંભે અને અંતે મંગળિકને અર્થે ચૈત્યવંદન હોવા છતાં સવારે છ આવશ્યક પછી અને સાંજે પ્રતિક્રમણના પ્રારંભમાં વિસ્તર દેવવંદન કરવાનું પ્રવર્તન છે તે વિશેષ મંગળિક અર્થે સમજવું અને તે દેવવંદન કાળવેળા પ્રતિબદ્ધ જાણવું. એ શિવાય બીજાં કારણો યથાગમ પ્રમાણુ સ્વયમેવ જાણી લેવાં.

આ રાત્રિ પ્રતિક્રમણ આખું મંદસ્વરવડેજ કરવું. રાત્રિક પ્રતિક્રમણ જ મંદ સ્વરે કરવું એમ નથી પરંતુ રાત્રિએ ઉંચે સ્વરે શબ્દ કરવો, ઉધરસ ખાવી, હુંકાર કરવા, ખોંખારા ખાવા તેનો પણ નિષેધ છે. કેમ કે એ સઘળું ઉંચે સ્વરે કરવાથી જાગૃત થતા એવા ગરોળી વિગેરે હિંસક જીવો મક્ષિકાદિકનો આરંભ કરે છે અને પાડોશમાં રહેનારાઓ પણ જાગૃત થઇને પોતપોતાનાં કાર્યમાં પ્રવર્તે છે, ધોબી ધોવા જાય છે, લુહાર ધમવું શરૂ કરે છે, કુંભાર માટી ખોદવા જાય છે અને બીજા પાડોશીઓ દળવું, ખાંડવું, પાણી ભરવા જવું, ઘર સાફ કરવું વિગેરે આરંભના કાર્યમાં વહેલા પ્રવર્તે છે. આ સર્વનો તે ઉચ્ચ સ્વર કરનાર કારણિક થાય છે. પરંપરાએ નિરર્થક એવા અનેક દોષ પ્રવર્ત્તમાન થાય છે.

આ પ્રમાણે કર્યું છે રાત્રિક પ્રતિક્રમણ જેણે એવા સાધુ અને કૃતપૌષધશ્રાવક બે ક્ષમાશ્રમણ દેવે કરીને बहुवेलंसंदिसामि અને बहुवेलंकरेमि એ પ્રમાણે આદેશ માગે. એ આદેશ

માગવાનો તાત્પર્ય એવો છે કે—મુનિએ સર્વ કાર્ય ગુરૂ મહારાજને પુછીને કરવા યોગ્ય છે, તેથી આખા દિવસમાં નાના નાના દરેક કાર્યોમાં વારંવાર પુછવાનું બનવું અશક્ય હોવાથી એ પ્રમાણેના બે ખમાસમણ દઈને તે તે લઘુ કાર્ય કરવા સંબંધી શ્રી ગુરૂ મહારાજની અનુમતિ મેળવી રાખે છે. બહુ વેળા સંભવિત કાર્યોને માટે આજ્ઞા માગવાની હોવાથી बहुवेलंसंदिसामि એમ બોલવાનુ છે. આ શિવાય બીજું પણ યથાગમ પ્રમાણ વિચારી લેવું. કહ્યું છે કે "કૃત્યાકૃત્યને ગુરૂ મહારાજજ જાણે છે તેથી, તેમજ વિનય પ્રતિપત્તિને માટે તેમને પુછ્યા શિવાય શ્વાસ મૂકવા લેવાનું પણ પ્રતિષેધ કરેલું છે."

પૂર્વોક્ત વિધિ અને હેતુ પ્રમાણે પચ્ચખ્ખાણ કર્યાં પછી વિશાળલોચન કહી ચાર સ્તુતિવડે વિસ્તર દેવવંદન કર્યાં પછી ચાર ખમાસમણ વડે શ્રી ગુર્વાદિકને વંદન કરે અને શ્રાવક અઢ્ઢાઈજ્જેસુ બોલે. ત્યાર પછી શ્રી વિહરમાન જિનનું અને શ્રી સિદ્ધાચળજીનું ચૈત્યવંદન કરવાનું પ્રવર્ત્તન છે તે સમાચારી પ્રમાણે સમજવું. તેમજ સામાયકની બે ઘડીનો કાળ સંપૂર્ણ કરવા માટે પણ જાણવું.

એ પ્રમાણે પ્રતિક્રમણ કરી રહ્યા પછી મુનિ પ્રતિલેખના કરે તેની વિધિ પ્રગટ છે.

આ પ્રતિક્રમણને વિષે પણ પંચવિધ આચારની વિશુદ્ધિ પૂર્વવત્ સમજી લેવી.

ઇતિ રાત્રિક પ્રતિક્રમણ ક્રમ વિધિ.

હવે પાક્ષિક પ્રતિક્રમણ તે દરેક ચતુર્દશીએ કરવું. શિષ્ય પ્રશ્ન કરે છે કે–દેવસી રાઈ પ્રતિક્રમણ દરરોજ કરવાથી શુદ્ધિ થયા છતાં ફરીને પાક્ષિક પ્રતિક્રમણ કરવાનું શું કારણ? તેનો ઉત્તર–સાધુ સૂક્ષ્મ અને બાદર અતિચારની વિશુદ્ધિને માટે નિરંતર દિવસ અને રાત્રિની પ્રાંતે પ્રતિક્રમણ કરતાં છતાં પણ પક્ષ, ચતુર્માસ અને સંવત્સરના અંતને વિષે વિશેષ પ્રકારે પ્રતિક્રમણ કરે છે, તે ઉત્તરીકરણ કરવાને અર્થે–દેવસી રાઈ પ્રતિક્રમણ કરતાં છતાં પણ રહેલ દોષનું નિવારણ કરવાને અર્થે સમજવું. જેમ તૈલાદિકવડે શરીરસંસ્કારને કર્યા છતાં પણ ધૂપ, વિલેપન અને ભૂષણાદિકે કરીને વિશેષે શોભિત કરે છે તેમ અહિ પણ સાધુ વિશેષ શુદ્ધિ કરે છે એમ જાણવું. એ જ વાત દૃષ્ટાંતવડે સિદ્ધ કરે છે કે—

जह गेहं पइदिवसंपि, सोहियं तहवि पव्वसंधीसु ।
सोहिज्जइ संविसेसं, एवं इहयंपि नायव्वं ॥ १ ॥

"જેમ ઘર પ્રતિદિવસે સાફ કરવામાં આવે છે તો પણ પર્વસંધિને વિષે એટલે પર્વાદિકને વિષે વિશેષ પ્રકારે–ચારે બાજુથી ખુણેખોચરેથી સાફ કરવામાં આવે છે તેમ અહીં પણ જાણી લેવું."

વળી નિત્ય પ્રતિક્રમણ કરતાં કોઈક અતિચાર વિસ્મૃત થઈ ગયેલ હોય, કદિ સાંભર્યો હોય પણ ભયાદિકથી ગુરુ સમક્ષ પ્રતિક્રમ્યો ન હોય અથવા પરિણામની મંદતાથી સમ્યક્ પ્રકારે પ્રતિક્રમેલ ન હોય તેવા અતિચારને પ્રતિક્રમવા માટે પાક્ષિકાદિક પ્રતિક્રમણ કરવાનું છે.

પાક્ષિક પ્રતિક્રમણમાં પ્રથમ દૈવસિક પ્રતિક્રમણની જેમ પ્રારંભથી તે પ્રતિક્રમણ સૂત્ર (વંદિત્તાસૂત્ર) સંપૂર્ણ કહેવા પર્યંત વિધિ કરવી. ત્યાર પછી ઇચ્છામિ ખમાસમણો કહી ખમાસમણ દઇને દેવસિયં આલોઇયં પડિક્કંતા ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ પાક્ષી મુહપત્તિ પડિલેહું? એમ કહી આદેશ માગીને મુહપત્તિ પડિલેહવી, ને વાંદણા દેવા. પછી ક્ષમાપ્રધાન એવા સર્વ અનુષ્ઠાન સફળ છે એમ જણાવવાને માટે સંબુદ્ધ જે ગુર્વાદિક તેમને ખમાવવા સારૂ સંબુદ્ધા ખામણેણં અબ્ભુટ્ઠિઓ અભિંતર પક્ખિયં ખામેઉં? એમ કહી શ્રી ગુરુ આદિ ત્રણને અથવા જે શેષ રહેતા હોય તો પાંચને અનુક્રમે ખમાવવા. પાક્ષિકસૂત્રની વૃત્તિમાં સંબુદ્ધ ક્ષામણકને પ્રસ્તાવે કહ્યું છે- "જઘન્યથી પાક્ષિકમાં ત્રણ અથવા પાંચ, અને ચૌમાસી સંવત્સરી પ્રતિક્રમણમાં સાત ખમાવે તથા ઉત્કૃષ્ટથી ત્રણે સ્થાનકે સર્વે ખમાવે.' .

પછી ઉભા થઇને ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ પક્ખિયં આલોએમિ, ઇચ્છં આલોએમિ જોમે પક્ખિઓ ઇત્યાદિ સૂત્ર કહીને પછી સંક્ષેપથી અથવા વિસ્તારથી પાક્ષિક અતિચાર આળોવે. પછી સવ્વસવિ પક્ખિયં ઇત્યાદિસૂત્ર કહીને ઉપવાસાદિ રૂપ પ્રાયશ્ચિત્ત અંગીકાર કરે. ત્યાર પછી વાંદણા દઇને પ્રત્યેક ખામણા દેવાને માટે પ્રથમ ગુરુ અથવા બીજા જ્યેષ્ઠ મુનિ હોય તે ઊભા થઇને કનિષ્ઠ મુનિ પ્રત્યે નામ ગ્રહણ પૂર્વક ખમાવે. પાક્ષિક સૂત્રની ચૂર્ણિમાં એ પ્રમાણે કહેલું છે. શિષ્ય પુછે છે કે-શું ગુરુ ઉઠીને ખમાવે? તેને ઉત્તર આપે છે કે હા. અન્ય યતિઓને જણાવવા માટે ગુરુ પ્રથમ ખમાવે

તે એમ જણાવવા માટે કે આ મહાત્મા-ગુરુ મહારાજ અહંકાર મૂકીને દ્રવ્યથી તેમજ ભાવથી અભ્યુત્થિત થઇને ખમાવે છે તો પછી આપણે તો ખમાવવું જ જોઇએ. વળી બીજા ગુરુ સમીપે રહેનારા જાતિઆદિકે કરીને અત્યંત ઉત્તમ એવા મુનિ પણ એમ ન ચિંતવે કે આ નીચા છે અને અમે ઉત્તમ છીએ એટલા માટે ગુરુ પ્રથમ ખમાવે છે. ત્યારપછી શેષ મુનિઓ દીક્ષા પર્યાયના અનુક્રમ મુજબ બે બાકી રહે ત્યાં સુધી ખમાવે. ત્યાર પછી વાંદણા દઇને "देवसियं आलोइय पडिक्कंता, इच्छाकारेण संदिसह भगवन् पक्खियं पडिक्कमावेह इच्छं એમ કહી करेमिभंते. તથા देवसियं आलोऊं. બોલી ખમાસમણ દઇને ગુરુ મહારાજ અથવા ગુરુએ આદેશ આપેલ મુનિ પાક્ષિકસૂત્ર બોલે અને બીજા સર્વે કાયોત્સર્ગમાં સ્થિત થઇને સાંભળે.*

પાક્ષિકસૂત્ર કહી રહ્યા પછી सुअदेवया भगवइ એ સ્તુતિ બોલી, બેસીને પૂર્વ વિધિ (દૈવસિક પ્રતિક્રમણ સૂત્રની વિધિ) પૂર્વક પાક્ષિક પ્રતિક્રમણસૂત્ર (શ્રમણસૂત્ર) સાધુ બોલે અને શ્રાવક વંદિત્તાસૂત્ર બોલે. શેષ ગાથાઓ तस्स धम्मस्सथी ઊભા થઇને બોલે. પછી करेमिभंते, इच्छामिठामि काउस्सग्गं અને तस्स उत्तरी, અન્નત્થ બોલીને પ્રતિક્રમણ કર્યા છતાં પણ અશુદ્ધ રહેલા અતિચારોની શુદ્ધિને અર્થે બાર લોગસ્સ ચિંતવન રૂપ કાયોત્સર્ગ કરે. પારી પ્રગટ લોગસ્સ કહીને મુહપત્તિ પડિલેહી, વાંદણા દઈને ઈચ્છા૦ समात्त खामणेणं अब्भुट्ठिओमि अब्भिंतर पक्खियं खामेउं કહીને ખમાવે. શિષ્ય પ્રશ્ન કરે છે કે-પૂર્વે સામાન્યથી તથા

* હાલમાં કાયોત્સર્ગમાં સ્થિત થવાનું પ્રવર્તન નથી.

વિશેષથી પણ પાક્ષિક અપરાધ ખમાવેલ છે તે છતાં વળી ફરીને આ ત્રીજીવાર શા માટે ખમાવવા? ઉત્તર-છેવટે કરેલા કાયોત્સર્ગમાં સ્થિત રહ્યા સતા શુભ એકાગ્ર ભાવવડે કાંઇક અપરાધાદિ સાંભર્યા હોય તેને ખમાવવા માટે ફરીને ક્ષામણક કરે. અથવા અહીં સર્વથા પાક્ષિક પ્રતિક્રમણની સમાપ્તિ થાય છે તેથી પ્રથમના ક્ષામણક પછી કાંઇ પણ અપ્રતીતકારી થયું હોય કે વિતથ ક્રિયા થઇ હોય તો તે અહીં ખમાવવાનું છે. તેમજ એ પ્રમાણે કરવાની વિધિ છે તે કર્મક્ષયની હેતુ છે અને તે ભગવંતે ત્રીજા વૈદ્યના ઔષધ સદૃશ બતાવેલી છે. ત્રીજા વૈદ્યનું ઔષધ જેમ રોગ સતે રોગને હણે અને રોગ ન હોય તો પુષ્ટિ કરે તેમ આ વિધિ પણ દોષ છતે તેનો નાશ કરે અને દોષ ન હોય તો વિનય વૃદ્ધિ વિગેરે પુષ્ટિ કરે, તેથી તે કરવા યોગ્ય જ છે. માટે અહીં બીજો કાંઇ વિચાર ન કરવો. ભાગવતી આજ્ઞાજ પ્રમાણ કરવી.

ત્યાર પછી ચાર ખમાસમણવડે સમાચારીમાં કહેલ વિધિપૂર્વક ચાર પાક્ષિક ખામણા ખામે. તેમાં પ્રથમ, રાજાને પુષ્પ માણવકા* અતિક્રમ્યે સતે મંગળિક નિમિત્તે બહુ માન અપાય છે અને કહેવામાં આવે છે કે 'અખંડિત બળવાળા એવા તમારો સારી રીતે કાળ વ્યતિક્રમ્યો. બાકીનો પણ એ પ્રમાણે જ વ્યતિક્રમો' એ પ્રમાણે આચાર્યનો પાક્ષિક વિનયોપચાર ઇચ્છામિ ખમાસમણો પિઅંચમે. ઇત્યાદિ પ્રથમ ક્ષામણક સૂત્રવડે સાધુ તથાસ્થિતપણે કરે.

---

* પર્વ વિશેષ.

બીજે ખામણે ચૈત્યવંદન અને સાધુવંદન નિવેદન કરવાને ઇચ્છતા સતા इच्छामि खमासमणो पुव्विं ઇત્યાદિ પાઠ બોલે.

ત્રીજે ખામણે પોતાને ગુરુ પ્રત્યે નિવેદન કરવા માટે इच्छामि खमासमणो अब्भुट्ठिओहं तुम्भन्हं. ઇત્યાદિ પાઠ બોલે

ચોથે ખામણે જે શિક્ષા ગ્રહણ કરી તે સંબંધી અનુગ્રહને બહુ માનતો સતો इच्छामि खमासमणो अहमपुव्वाइं ઇત્યાદિ પાઠ બોલે.

આ ચારે પાક્ષિક ક્ષામણામાં દરેક ક્ષામણાની પ્રાંતે तुब्भेहिं समं १ अहमावि वंदामि चेइयाइं २ आयरिय संतियं ३ नित्थारग पारगहोह ४ એ ચાર વચનો પ્રત્યેકે ગુરુ મહારાજ બોલે અને શિષ્ય ઇચ્છં ઇચ્છં એમ કહે. સર્વની પ્રાંતે इच्छामो अणुसट्ठिं એમ બોલે. અહીં પાક્ષિક વિશેષ વિધિ પૂર્ણ થાય છે.

ત્યાર પછી દૈવસિક પ્રતિક્રમણ સૂત્ર (વંદિત્તા સૂત્ર) ની પછી દેવાના વાંદણા દેય અને બાકીના સર્વ વિધિ દૈવસિક પ્રતિક્રમણ પ્રમાણે સંપૂર્ણ કરે. તેમાં એટલું વિશેષ કે શ્રુતદેવતાને પાક્ષિક સૂત્રની પ્રાંતે સંભારેલ હોવાથી–सुअदेवया भगवइ એ સ્તુતિ કહેલ હોવાથી તેના કાયોત્સર્ગને સ્થાને भुवनदेवता નો કાયોત્સર્ગ કરે. ક્ષેત્રદેવતાની નિરંતરની સ્મૃતિમાં ભુવનનું ક્ષેત્રાંતર્ગતપણું હોવાથી તત્વથી તો ભુવન દેવતાની પણ સ્મૃતિ દરરોજ થાય છે તો પણ પર્વ દિવસે તેનું વિશેષ બહુમાન કરવા માટે સાક્ષાત્ તેમનો કાયોત્સર્ગ કરે. સ્તવનને સ્થાનકે अजितशांति स्तोत्र બોલે અને *लघुशांतिने સ્થાનકે बृहत्शांति બોલે.

---

*આ હકીકત ગ્રંથકર્તાએ લખેલ નથી, પ્રવર્તન ઉપરથી લખેલ છે.

આ પાક્ષિક પ્રતિક્રમણમાં પણ પંચવિધ આચારની વિશુદ્ધિ તેમાં કહેલાં સૂત્રોને અનુસારે જાણી લેવી. તે આ પ્રમાણે-જ્ઞાનાદિ ગુણવાનની પ્રતિપત્તિરૂપ હોવાથી વાંદણા ને સંબુદ્ધ ક્ષામણક વિગેરેથી જ્ઞાનાચારની, બાર લોગસ્સના કાયોત્સર્ગ પછી પ્રગટ ચતુર્વિંશતિ સ્તવ કહેવાવડે કરીને દર્શનાચારની, અતિચારની આલોચના-પ્રત્યેક ખામણા-નાનું અને મોટું પાક્ષિકસૂત્ર અને સમાપ્ત ક્ષામણક વિગેરેથી ચારિત્રાચારની, ચતુર્થ તપની પ્રતિપત્તિ અને બાર લોગસ્સના કાયોત્સર્ગાદિકવડે બાહ્ય અભ્યંતર તપાચારની, અને એ સર્વ પ્રકારવડે સમ્યક્ આરાધન કરવાથી વીર્યાચારની વિશુદ્ધિ જાણવી. આ પ્રમાણે ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં પણ સમજવું.

જ્ઞાનાદિ આચારના સૂત્રો જે ઉપર બતાવ્યાં છે તેથી જુદી રીતે જ્યાં પાઠ હોય ત્યાં તે તે ગચ્છની સમાચારી વિગેરે પ્રમાણે જાણવું.

ઇતિ પાક્ષિક પ્રતિક્રમણ ક્રમવિધિ.

---

ચૌમાસી અને સંવત્સરી પ્રતિક્રમણનો પણ ક્રમ ઉપર પ્રમાણે જ જાણવો. માત્ર નામમાં ફેરફાર સમજવો; એટલે જ્યાં જ્યાં પક્ખિયં કહેવાનું હોય ત્યાં ત્યાં ચઉમાસિઅં અને સંવચ્છરિઅં કહેવું. કાયોત્સર્ગ ચોમાસી પ્રતિક્રમણમાં વીશ લોગસ્સનો અને સંવત્સરી પ્રતિક્રમણમાં ચાળીશ લોગસ્સનો ઉપરાંત મંગળિકાર્થે એક નવકાર સહિત જાણવો. ખામણા પાક્ષિક ચૌમાસીકનાં જો બે મુનિ શેષ રહેતા હોય તો ગુર્વાદિક પાંચને અને સંવત્સરીમાં સાતને જાણવા.

ઉપર પ્રમાણે સાંપ્રતકાળમાં પ્રવર્ત્તમાન પ્રતિક્રમણની સમાચારી જાણવી. ચૂર્ણિકારે કહેલ સમાચારી કોઇ કોઇ સ્થાનકે જુદી રીતે દેખાય છે પરંતુ તેમ દેખીને મોહ ન કરવો કેમકે સમાચારીનું વિચિત્રપણું છે.

ઇતિ ચાતુર્માસિક સાંવત્સરિક પ્રતિક્રમણ ક્રમવિધિ.

---

પ્રતિક્રમણ એ શબ્દનો અર્થ-પ્રતિ એ ઉપસર્ગ પ્રતિપાદ્ય અર્થમાં વર્ત્તે છે, क्रमु-पादविक्षेपे ધાતુ છે તેને અનટ્ પ્રત્યય આવીને પ્રતિક્રમણ શબ્દ થાય છે. प्रतिप અથવા प्रतिकूल જે क्रमण તે પ્રતિક્રમણ તેનો આવો આશય છે કે-શુભ યોગ થકી અશુભ યોગમાં ક્રાંત થયેલાનું શુભ યોગને વિષે જે પાછું ક્રમણ તે પ્રતિક્રમણ. કહ્યું છે કે.

स्वस्थानात्परस्थानं, प्रमादस्य वशाद्गतः ।
तत्रैव क्रमणं भूयः, प्रतिक्रमणमुच्यते ॥ १ ॥
क्षायोपशमिकाद् भावादौदयिकस्य वशं गतः ।
तत्रापि च सएवार्थः, प्रतिकूलगमात्स्मृतः ॥ २ ॥

અર્થ-સ્વસ્થાન થકી પરસ્થાન પ્રત્યે પ્રમાદના વશથકી ગયેલાનું ત્યાંજ પાછું આવવું તેને પ્રતિક્રમણ કહીએ. ૧. ક્ષાયોપશમિક ભાવ થકી ઔદયિક ભાવને વશ જનાર પ્રાણીનું તેને જ વિષે (ઔદયિક ભાવથી ક્ષાયોપશમિક ભાવમાં) પાછું ગમન થવું તે પ્રતિકુળ ગમન થકી તેજ અર્થ સમજવો, એટલે પ્રતિક્રમણ સમજવું. ૨.

પ્રતિક્રમણ એટલે તે પ્રકારના શુભ યોગને વિષે વારંવાર પ્રવર્ત્તવું તેને પણ પ્રતિક્રમણ કહીએ. કહ્યું છે કે-મોક્ષફળ દાયક એવા શુભ યોગને વિષે નિઃશલ્ય એવા યતિનું જે વારંવાર વર્ત્તન તે પ્રતિક્રમણ. અહીંયાં કરણથકી કર્મ અને કર્ત્તાની પણ સિદ્ધિ જાણવી, કેમકે કર્મ અને કર્તા વિના કારણપણાની જ સિદ્ધિ થતી નથી. એટલે અહીંયાં પ્રતિક્રમણ થકી પ્રતિક્રમક અને પ્રતિક્રંતવ્યની સિદ્ધિ થાય છે. તેથી એ ત્રણેનું અભિધાન કરીએ છીએ. તેમાં પ્રતિક્રમણ એ શબ્દનો અર્થ તો નિરૂપણ કરેલો છે તેને કરણ સમજવું. પ્રતિક્રમણ કરે છે જે તે પ્રતિક્રમક કર્તા જાણવો, અને અશુભ યોગ જે પ્રતિક્રમવા યોગ્ય છે તે પ્રતિક્રંતવ્ય-કર્મ જાણવું. એ પ્રતિક્રમણ અતીત, વર્ત્તમાન અને ભવિષ્ય ત્રણે કાળ આશ્રયી સમજવું.

પ્રશ્ન-પ્રતિક્રમણ તો અતીત વિષય સંબંધી જ હોવું જોઇએ કારણ કે શાસ્ત્રમાં अइयं पडिक्कमामि, पडुप्पन्नंसंवरेमि, अणागयं पच्चक्खामित्ति "અતીતકાળ સંબંધી પ્રતિક્રમું છું, પ્રત્યુત્પન્ન-વર્ત્તમાનકાળ સંબંધી સંવરૂં છું, અને અનાગતકાળ સંબંધી પ્રત્યાખ્યાન કરૂં છું" એ પ્રમાણે કહેલું છે. તે છતાં અહીં ત્રિકાળ સબંધી પ્રતિક્રમણ કેમ કહો છો?

ઉત્તર-પ્રતિક્રમણ શબ્દ અહીંયાં, અશુભ યોગની નિવૃત્તિ એટલાજ અર્થવાળો સામાન્યે ગ્રહણ કરવો. એટલે પછી અતીત વિષયનું પ્રતિક્રમણ નિંદાદ્વારે કરીને અશુભયોગની નિવૃત્તિ તે સમજવું, વર્ત્તમાન કાળનું પ્રતિક્રમણ સંવરદ્વારે કરીને અશુભયોગ નિવૃત્તિ તે સમજવું અને અનાગતકાળનું પ્રતિક્રમણ પ્રત્યાખ્યાન દ્વારે કરીને અશુભયોગની નિવૃત્તિ તે સમજવું. કહ્યું છે કે-

पडिक्कमणं पडिकमओ, पडिकमिअव्वं च आणुपुव्वीए ।
तीए पच्चुप्पन्ने अणागये चेव कालंमिः ॥ १ ॥

"પ્રતિક્રમણ, પ્રતિક્રમક અને પ્રતિક્રંતવ્ય એ ત્રણે અનુક્રમે અતીત, પ્રત્યુત્પન્ન અને અનાગત એ ત્રણે કાળમાં સમજવા.' અર્થાત્ પ્રતિક્રમણ પણ ત્રણે કાળનું, પ્રતિક્રમક પણ ત્રણે કાળ આશ્રી અને પ્રતિક્રંતવ્ય જે અશુભ યોગ તે પણ ત્રણે કાળના પડીક્રમવાના સમજવા.

હવે સાંપ્રત પ્રતિક્રમકનું સ્વરૂપ કહીએ છીએ. વ્યાખ્યા તત્વ, ભેદ અને પર્યાયવડે થાય છે. અહીં પ્રતિક્રમણ તે તત્વ કહ્યું છે. તેના ભેદ તે દૈવસિકાદિક જાણવા. યતઃ

पडिक्कमणं देसियं राइयं च इत्तरिअमावकहियं वा ।
पक्खिअ चाउम्मासिअ, संवच्छर उत्तमट्ठे अ ॥ १ ॥

"પ્રતિક્રમણના બે ભેદ દૈવસિક અને રાત્રિક, અથવા ઇત્વર અને યાવત્કથિક સમજવા. ઇત્વર તે દૈવસિકાદિ અને યાવત્કથિક પ્રતિક્રમણ તે મહાવ્રતાદિ રૂપ સમજવું. અને ઇત્વર પ્રતિક્રમણના ભેદમાં દૈવસિક, રાત્રિક ઉપરાંત પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક તથા ઉત્તમાર્થે એટલે અણુસણ કરવા નિમિત્તે પાપ આળોવવા પડિકમવા તે ભેદો સમજવા." હવે પ્રતિક્રમણના પર્યાય તે નીચે પ્રમાણે આઠ સમજવા. યતઃ

पडिक्कमणं पडिअरणा, पडिहरणा वारणा निअत्तिअ ।
निंदा गरहा सोही, पडिक्कमणं अट्ठहा होइ ॥ १ ॥

"૧ પ્રતિક્રમણ, ૨ પ્રતિચરણા, ૩ પ્રતિહરણા, ૪૨ ધારણા ૫ નિવૃત્તિ, ૬ નિંદા, ૭ ગરહા અને ૮ શુદ્ધિ એ આઠ પ્રકારે પ્રતિક્રમણ છે."

એ આઠે પર્યાયની ઉપર અનુક્રમે નીચે પ્રમાણે આઠ દષ્ટાંત છે.

૧ પ્રતિક્રમણ ઉપર અદ્ધા-માર્ગનું દષ્ટાંત.

૨ પ્રતિચરણા ઉપર પ્રાસાદનું દ્રષ્ટાંત.

૩ પ્રતિહરણા ઉપર દુધની કાવડનું દષ્ટાંત.

૪ ધારણા ઉપર વિષભોજન તડાકનું દ્રષ્ટાંત.

૫ નિવૃત્તિ ઉપર બે કન્યાનું દષ્ટાંત.

૬ નિંદા ઉપર ચિતારાની પુત્રીનું દ્રષ્ટાંત.

૭ ગરહા ઉપર પતિને મારનારી સ્ત્રીનું દ્રષ્ટાંત.

૮ શુદ્ધિ ઉપર વસ્ત્રનું તથા ઔષધનું દ્રષ્ટાંત.

પ્રતિક્રમણના આઠ પર્યાય ઉપર આઠ દ્રષ્ટાંતોનાં નામ ઉપર બતાવ્યા તે દષ્ટાંતો અનુક્રમે નીચે પ્રમાણે-પ્રથમ દ્રવ્ય પ્રતિક્રમણ ઉપર માર્ગનું દ્રષ્ટાંતઃ—

કોઈ એક નગરને વિષે ત્યાંના રાજાએ રાજમહેલ કરવાને માટે સારે દિવસે સૂત્ર છંટાવ્યું અને રક્ષકોને રાખ્યા. તેઓને કહી રાખ્યું કે 'જો કોઇ પણ માણસ આ સૂત્રની અંદર પ્રવેશ કરે તો તેને મારી નાખવો પરતુ કદી તે તેજ પગલે પાછો વળીને નીકળે તો તેને મૂકી દેવો. એક વખત રક્ષકો વ્યગ્રતામાં હતા તેવામાં બે ગામડીઆ મનુષ્યોએ તેમાં પ્રવેશ કર્યો. તેઓ જરા છેટે ગયા એટલે રક્ષકોએ દીઠા અને તરવારને કંપાવતા સતા બોલ્યા કે "અરે! દુષ્ટો! તમે કેમ અંદર પેઠા?" આવો પ્રશ્ન સાંભળીને એક ધૃષ્ટ મનુષ્ય હતો તે બોલ્યો કે "એમાં

'અમારો શું દોષ છે?" આવો ઉત્તર સાંભળીને નિર્દય રક્ષકોએ તેને મારી નાખ્યો. ભયભ્રાંત થયેલો બીજો પુરુષ તેજ ઠેકાણે સ્થિર થઇને બોલ્યો કે "મેં અજાણતાં પ્રવેશ કર્યો છે અને તમારા હુકમ પ્રમાણે વર્ત્તવા તૈયાર છું, માટે મને હણશો નહીં" રક્ષકોએ કહ્યું "જો જે પગલે ગયો છે તેજ પગલે પાછો નીકળીશ તો તને મૂકી દેશું." ભય પામેલો તે પુરુષ પાછે પગે નીકળ્યો એટલે રક્ષકોએ તેને મુકી દીધો અને તે સુખ ભોગનો ભાજન થયો. પ્રથમનો પુરુષ સુખભોગનો ભાજન ન થયો. આ દ્રવ્ય પ્રતિક્રાંતિ-પાછા વળવાપણું સમજવું.

ભાવથી તેનો ઉપનય આ પ્રમાણે સમજવો. રાજા તે તીર્થંકર, સંયમરૂપ માર્ગ અને તેની રક્ષા કરવાનું તેમણે કહ્યું છે. પહેલા ગામડીઆની જેવા એક કુસાધુએ તે માર્ગને વ્યતિક્રમ્યો એટલે રાગદ્વેષાદિરૂપ રક્ષકોએ તેને હણ્યો તેથી તે ઘણા ભવને વિષે વારંવાર જન્મ મરણના દુઃખનો પાત્ર થયો.

બીજા પુરુષની જેમ કદી કોઈ મુનિથી પ્રમાદના દોષે કરીને સંયમ માર્ગનું અતિક્રમણ થયું હોય તો પણ સંસાર ભીરુ એવા તે મુનિ મન વચન અને કાયા એ ત્રણ દંડમાંથી જે દંડવડે કર્મ બંધન કર્યું હોય તે જ દંડવડે જો પ્રતિક્રમે-પાછા વળે, આળોવે તો તે મુનિપુંગવ નિર્વાણ સુખને ભજનારા થાય.

ઇતિ પ્રથમ દ્રષ્ટાંત.

---

૨ હવે પ્રતિચરણા-તેનો અર્થ આ પ્રમાણે-તે તે ભાવને વિષે વારંવાર તે તે પ્રકારના આસેવન પ્રકારવડે ગમન કરવું તેને પ્ર... ... તેના પ્રશસ્ત અને અપ્રશસ્ત

બે ભેદ છે. મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતીને વિષે પ્રતિચરણા તે અપ્રશસ્ત પ્રતિચરણા અને સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્રને વિષે પ્રતિચરણા તે પ્રશસ્ત પ્રતિચરણા સમજવી. શુભ યોગને વિષે વારંવાર ક્રમણ તેને પ્રતિક્રમણ કહેલ છે. પ્રતિચરણા પણ એવા પ્રકારે જ છે, તેથી તેનું પ્રતિક્રમણના પર્યાયપણું વાસ્તવીક છે. પ્રતિચરણાને વિષે પ્રાસાદનું દષ્ટાંત નીચે પ્રમાણેઃ–

કોઇ નગરમાં એક વણીક રત્નથી ભરેલો એક પ્રાસાદ પોતાની ભાર્યાને સોંપીને પોતે દિક્યાત્રા નિમિત્તે ગયો. પોતાની શરીરની સુશ્રૂષાને વિષે તત્પર એવી તે સ્રીએ તે પ્રાસાદની સંભાળ બીલકુલ લીધી નહીં. સંભાળ ન લેવાયાથી તે મહેલનો એક બાજુનો થોડો ભાગ પડી ગયો ત્યારે તેણે વિચાર્યું કે એટલામાં શું ? હોય. પડી જાય. આમ વિચારીને તેની તેણે દરકાર ન કરી. એકદા તે મહેલની ભીંતમાં પીપળાનો છોડ ઉગેલો દેખાયો ત્યારે તેણે વિચાર્યું કે આટલો છોડ શું કરવાનો છે ? એમ કહીને તેની પણ દરકાર ન કરી અને તે છોડ દૂર ન કર્યો. અનુક્રમે તે છોડ વધી જવાથી તે મહેલ ત્રુટી પડયો. દેશાટન કરવા ગયેલો વણીક પાછો આવ્યો એટલે તેણે પોતાનો પ્રાસાદ પડી ગયેલો જોયો. તેથી તેણે એવી બેદરકાર અને આજ્ઞા નહીં પાળનારી સ્રીને કાઢી મૂકી અને નવો પ્રાસાદ બંધાવ્યો. બીજી સ્રી પરણ્યો અને તેને કહ્યું કે જો આ પ્રાસાદ વિનાશને પામશે તો હું તને મારી નાખીશ. આ પ્રમાણે કહીને ફરીને તે વણીક દિક્યાત્રા કરવા ગયો. તે સ્રી તે પ્રાસાદને ત્રીસંધ્ય બરાબર જુએ છે અને કોઇ જગ્યાએ યતકિંચિત્ નુકશાન થયું હોય છે તો તરત સમરાવી લેછે. વણીક દેશા-

વરથી આવ્યો એટલે તાદૃશ પ્રાસાદ જોઈને બહુ જ ખુશી થયો અને નવી સ્ત્રીને પોતાના સર્વસ્વની સ્વામિની ઠરાવી. એ સ્ત્રી બહુ જ સુખી થઇ અને પ્રથમની સ્ત્રી ભોજન અને આચ્છાદનના પણ અભાવથી દુઃખની ભાજન થઈ. આ દ્રવ્ય પ્રતિચરણા જાણવી.

ભાવે કરીને તેનો ઉપનય આ પ્રમાણે સમજવોઃ વણિકવર્ય તે આચાર્ય અને સંયમરૂપ પ્રાસાદ, તેની પ્રતિચર્યા કરવાને માટે તેમણે સાધુ મુનિરાજોને આદેશ કર્યો છે. તેમાંના સાતા સુખમાં ગ્રદ્ધ થયેલા એક મુનિએ તે સંયમરૂપ પ્રાસાદની પ્રતિચર્યા ન કરી જેથી તે પ્રથમ ભાર્યાની જેમ દુઃખના ભાજન થયા. અને જેમણે સંયમરૂપ પ્રાસાદની પ્રતિચર્યા કરી તે નિર્વાણ સુખના ભાજન થયા અને સંસાર સમુદ્રના પાર પ્રત્યે પામ્યા.

ઇતિ દ્વિતીય દૃષ્ટાંત.

---

૩ હવે પરિહરણા–સર્વ પ્રકારે કરીને વર્જના. તેના બે પ્રકાર છે. પ્રશસ્તને અપ્રશસ્ત. જ્ઞાનાદિકની પરિહરણા તે અપ્રશસ્ત અને ક્રોધાદિકની પરિહરણા તે પ્રશસ્ત પરિહરણા સમજવી. પ્રતિક્રમણમાં પણ અશુભ યોગની પરિહરણા જ છે તેથી આનું પ્રતિક્રમણના પર્યાયપણું સિદ્ધ છે. પરિહરણાને વિશે દુધની કાવડનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણેઃ–

એક ગામને વિષે કોઇ કુળપુત્ર વસતો હતો. તેણે જુદા જુદા ગામમાં પોતાની બે બહેનો પરણાવી હતી. તે કુળપુત્રને એક પુત્રી થઇ અને બંને બહેનોને એકેક પુત્ર થયો. બંને પુત્રોની [illegible] તાના પુત્રને અર્થે પોતાના ભાઈની પુ[illegible] ને પોતે ભાઇ પાસે આવી.

કહ્યું કે તમારા પુત્ર તો બે છે અને મારે પુત્રી એક છે તેથ કોને આપું? માટે તમે તમારા પુત્રને અહીં મોકલો એટલે તેમાં જે કાર્યનો જાણ હશે તેને મારી પુત્રી આપીશ. બંને બહેનો પોતપોતાને ગામે ગઈ અને પુત્રોને મોકલ્યા. મામાએ બંને જણને બે બે ઘડા આપીને કહ્યું કે ગોકુળમાંથી દૂધ લઇ આવો. તે બંને જણા દૂધ લાવવાની કાવડ લઇને ચાલ્યા અને દૂધ ભરી બંને બાજુએ એકેક ઘડો મૂકીને કાવડો ખભે લીધી. હવે ગોકુળથી તેના મામાના ગામે આવવાના બે રસ્તા છે. તેમાં જે નજદીકનો રસ્તો છે તે વિષમ છે અને જે દૂર છે તે સમ છે. બે જણમાંથી એક જણ તો વિષમ માર્ગને તજી દઇને સમમાર્ગે ચાલ્યો. અને બીજો નજીક માર્ગ હોવાથી વહેલો પહોં-ચવાના લોભથી વિષમ માર્ગે ચાલ્યો. તેનો તો માર્ગમાં ચાલતાં પગ સ્ખળના પામવાથી એક ઘડો પડીને ભાંગી ગયો અને બીજો ઘડો પણ તેવી જ રીતે ભગ્ન થયો. એટલે તેતો ખાલી કાવડ પાછો આવ્યો. સમ માર્ગે ચાલેલો છોકરો ધીમે ધીમે માર્ગે ચાલતો અખંડ રીતે દૂધ લઇને આવ્યો. તેના મામાએ તુષ્ટમાન થઇને તેને પોતાની પુત્રી આપી અને બીજાને પાછો મોકલ્યો તે સાથે કહ્યું કે "મેં તો તમને દૂધ લાવવાનું કહ્યું હતું, કાંઈ ઉતાવળું ઉતાવળું લાવવાનું કહ્યું નહોતું." દ્રવ્ય પરિહરણા આ પ્રમાણે સમજવી.

હવે ભાવથી ઉપનય કહે છે–કુળપુત્ર તે તીર્થંકર અને તેના ભાણેજ રૂપ મુનિ તથા દૂધને સ્થાનકે ચારિત્ર સમજવું, તે ચારિત્રરૂપી દુધને રક્ષણ કરનાર મુનિ, નિવૃત્તિરૂપી કન્યાને પ્રાસ કરે છે. ગોકુળ તે મનુષ્ય જન્મ અને શ્રેષ્ઠ તપરૂપ પંથ

સમજવા; તેમાં સ્થવિરોનો માર્ગ અનિકટ-એટલે દૂર અને જિન કલ્પીનો માર્ગ નિકટ એટલે સમીપ જાણવો. તેમાં અગીતાર્થ એવા જિનકલ્પી હોય છે તે ચારિત્રરૂપ પયની રક્ષા કરી શકતા નથી તેથી તેને નિવૃત્તિ જે મોક્ષ તે દુષ્પ્રાપ્ય છે; અને ધીમે ધીમે ચાલનારા પણ ચારિત્રરૂપી ક્ષીરની રક્ષા કરવાવાળા સ્થવિરકલ્પી મુનિ સિદ્ધિને પ્રાપ્ત કરે છે.

ઇતિ તૃતીય દૃષ્ટાંત.

---

૪ હવે વારણા-અકાર્યને વારવું, તે બે પ્રકારે છે. પ્રશસ્ત અને અપ્રશસ્ત. પ્રમાદને વારવા તે પ્રશસ્ત વારણા અને સંયમાદિકને વારવા તે અપ્રશસ્ત વારણા. પ્રતિક્રમણ પણ અશુભ યોગને વારવા માટે જ છે. તેથી આનું પ્રતિક્રમણ પર્યાયપણું સ્પુટ જ છે. વારણાને વિષે વિષ ભોજન તડાકનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણેઃ-

એક નગરના રાજાએ પરરાજ્યના લશ્કરનું આગમન જાણીને પોતાના દરેક ગામને વિષે ભક્ષ વસ્તુ માત્રમાં, ભોજનમાં, મીઠાં પાણીમાં, વૃક્ષમાં, પુષ્પમાં, ફળાદિક સર્વે ચીજોમાં વિષની યોજના કરી દીધી. આવનારા રાજાએ પણ સર્વ વસ્તુ વિષમિશ્રિત થઇ ગયાનું જાણ્યું; એટલે તેણે પોતાના લશ્કરમાં ઘોષણા કરી કે "આ ભક્ષભોજન અને મિષ્ટ જળ તથા ફળાદિકને ખાશે તે મરણ પામશે અને દૂરથી લાવીને જેવું તેવું ભોજન કરશે તથા ખારૂં પાણી પીશે તે બચશે, માટે એ પ્રમાણે કરવું." આવી ઉદ્‌ઘોષણા સાંભળીને જેઓ વિષમિશ્રિત ભોજન તથા જળ વિગેરેથી નિવૃત્ત થયા તે જીવ્યા અને રસો-

દ્રિયની લાલચથી જેઓએ તે ભક્ષ ભોજન વિગેરે ગ્રહણ કર્યું તે સર્વે મરણ પામ્યા. આ પ્રમાણે દ્રવ્યથી વારણા સમજવી.

ભાવથી ઉપનય આવી રીતે સમજવોઃ-જિનેશ્વર તે રાજા જાણવા તેમણે ઇંદ્રિઓના વિષયોરૂપી વિષાન્ન જળને ત્યાગ કરવાની આજ્ઞા કરી છે. તેમ છતાં જેઓ તેમાં આશક્ત રહે છે તે ભવભ્રમણ કરે છે અને જેઓ તેનો ત્યાગ કરે છે તે સંસારસમુદ્રનો પાર પામે છે.

ઇતિ ચતુર્થ દૃષ્ટાંત.

૫ હવે નિવૃત્તિ તે પણ પ્રશસ્ત અને અપ્રશસ્ત એમ બે પ્રકારે છે. પ્રમાદાદિકની નિવૃત્તિ તે પ્રશસ્ત અને સમીતિ ગુપ્તિ વિગેરેની નિવૃત્તિ તે અપ્રશસ્ત નિવૃત્તિ સમજવી. નિવૃત્તિ ઉપર વણકર પુત્રી અને રાજપુત્રીનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણે-

એક નગરમાં એક શાળાપતિ વણકર રહેતો હતો. તેની શાળાને વિષે ધૂર્તો આવીને વસતા હતા. તેમાં એક ધૂર્ત બહુજ મધુર કંઠવાળો હતો. તેની સાથે તે કુવિંદની પુત્રી મોહ પામી. ધૂર્તે કહ્યું કે "કોઇ ન જાણે તેમ આપણે ભાગી જઈએ." તે કન્યા બોલી કે એક રાજપુત્રી મારી બહેનપણી છે તેની સાથે મારે એવો સકેત છે કે "બંનેએ એક જ વરને વરવું." ધૂર્તે કહ્યું કે 'તેને પણ સાથે લે.' એટલે તે જઇને પ્રચ્છન્નપણે તેને તેડી લાવી. દિવસ ઉગ્યા અગાઉ તે ત્રણે ચાલ્યા. પ્રાતઃકાળ થવા આવ્યો એટલામાં નજદીકમાં કોઇક આ પ્રમાણે બોલ્યું-

"અધિક માસ પ્રવર્ત્યે સતે કરણના પુલ તો ભલે પુલે, પરંતુ હે આમ્ર ! તને ફુલવું-મોર લાવવા ઘટિત નથી. કેમકે એમ થવાથી નીચ વૃક્ષો તારું વાંકું બોલશે."

આવા ભાવાર્થવાળી ગાથાને સાંભળીને રાજકન્યા વિચારવા લાગી કે આમ્ર મહાવૃક્ષ છે તેને વસંત રુતુ ઓળંભે દે છે કે "કર્ણિકાર તો અધમ વૃક્ષ છે તેથી તે તો અધિક માસમાં ભલે પુલે પણ તું તો ઉત્તમ વૃક્ષ તેથી તને પુલવું ઘટતું નથી. હાલમાં અધિક માસ પ્રવર્ત્તે છે એવી ઘોષણા શું તેં નથી સાંભળી?" આ પ્રમાણે વૃક્ષોમાં ઉત્તમ અધમનો આંતરો છે તો શું મારામાં અને આ કુવિંદ પુત્રીમાં અંતર નહીં? કદી કુવિંદ પુત્રી તો આ ધુર્ત્તની સાથે ભાગી જાય પણ તેની સાથે મારે ભાગી જવું ઘટે? એ શું મારું કર્ત્તવ્ય છે? નથી. આ પ્રમાણે વિચારીને "રત્નાભરણનો ડાબલો હું ભૂલી ગઇ છું તે લઇ આવું" એવો મિષ કાઢીને તે પાછી વળી. તેજ દિવસે કોઇ રાજપુત્ર પોતાના ગોત્રીઆઓના ત્રાસ થકી ભાગીને તે રાજપુત્રીના પિતાને શરણે આવ્યો. રાજાએ તેને યોગ્ય જાણીને પોતાની પુત્રી પરણાવી અને તે રાજપુત્રે પોતાના સાસરાની સહાયથી પોતાના ગોત્રીઆઓને જીતીને પોતાનું રાજ્ય મેળવ્યું. રાજપુત્રી તેની પટરાણી થઇ. આ પ્રમાણે જે તે અકૃત્યથી પાછી વળી તો રાજ્યસુખને પામી. આ દ્રવ્યથી નિવૃત્તિ કહી. હવે ભાવથી એનો ઉપનય આ પ્રમાણે—

કન્યા સ્થાનકે મુનિ અને ધૂર્ત્ત સમાન વિષયો સમજવા. ગાથા બોલનારને સ્થાનકે આચાર્ય જાણવા. તેમના ઉપદેશ વડે વિષય રૂપ ધૂર્ત્તના ફંદમાં ન ફસાતાં જે પાછા વળે તે સુગતિના ભાજન થાય અને પાછા ન વળે તે દુર્ગતિના ભાજન થાય.

બીજું દ્રષ્ટાંત કોઇક ગચ્છને વિષે એક યુવાન સાધુ ગ્રહણ અને ધારણ [illegible] હતા. તેને આચાર્ય પણ બહુ

પૂર્વક ભણાવતા હતા. એકદા કોઈ પ્રકારના દુષ્કર્મનો ઉદય થવાથી તે મુનિને ગચ્છમાંથી નીકળી જવાનો-છુટા પડવાનો વિચાર થયો અને પ્રાતઃકાળમાં વહેલા આચાર્યને કહ્યા સિવાય નીકળ્યા. તે અવસરે કોઈક તરુણ અને શૂરવીર પુરૂષ પ્રાતઃમંગળને અર્થે સાભિમાનપણે નીચેના શ્લોક બોલ્યો કે—

तरिअव्वा पइन्ना, मरिअव्वं वा समरे समथ्थेणं ॥
असरिस जण उल्लावा, नहु सहिअव्वा कुलेपसूएणं ॥ १ ॥
लज्जां गुणौघजननीं जननीमिवार्या
मत्यंतशुद्धहृदयामनुवर्त्तमानाः ॥
तेजस्विनः सुखमसूनपि संत्यजन्ति
सत्यस्थितिव्यसनिनो न पुनः प्रतिज्ञां ॥ २ ॥

"સમર્થ એવા કુળવાન્ મનુષ્યોએ પ્રતિજ્ઞા તરવી અથવા તો રણ સંગ્રામમાં મરવું પરંતુ અસદૃશ મનુષ્યોના—હલકા માણસોના બોલ સહન કરવા નહીં ? માતાની પેઠે અનેક પ્રકારના ગુણ સમૂહને ઉત્પન્ન કરનારી, આર્ય અને અત્યંત શુદ્ધ હૃદયવાળી લજ્જા પ્રત્યે અનુસરનારા તેજસ્વી મનુષ્યો સુખ અને પ્રાણને પણ તજી દે છે પરંતુ સત્યસ્થિતિના વ્યસની એવા તેઓ પ્રતિજ્ઞાને તજતા નથી."

ઉપરનો શ્લોક એવા પ્રસંગ ઉપર કહેવાયેલ છે કે ,'સ્વામીનું સન્માન પામેલા અને કીર્તિને પામેલા કેટલાએક સુભટો એકદા કોઈ સંગ્રામમાંથી ભાગ્યા. તેને નાસતા જોઇને પોતાના પક્ષને યશ મળે તો ઠીક એવી ઇચ્છાવાળા કોઇએ કહ્યું કે "આ પ્રમાણે ભાગવાથી તમે શું શોભાને પામશો ? નહીં

પામો." આ વખતે પૂર્વોક્ત શ્લોક પણ કહ્યો એટલે તે સુભટો પાછા વળ્યા અને પરસૈન્યમાં ભંગાણુ પાડીને તેને હઠાડયું. તેના સ્વામી રાજાએ તેમનું સન્માન કર્યું અને તેઓ શોભાને પામ્યા." આવા પ્રસંગ ઉપર કહેવાએલી પૂર્વોક્ત ગાથાને સાંભળીને જતા રહેવાને ઈચ્છતા સાધુએ વિચાર કર્યો કે-રણસંગ્રામને સ્થાનકે તો પ્રવર્જ્યા છે અને તેમાંથી કાયર થઇને ભાગેલા સુભટોને સ્થાનકે હું છું. તો મને જ્યારે જતો રહ્યો જાણશે ત્યારે પાછળથી "એ તો ભ્રષ્ટ થયો" એમ મારાથી ઓછા ગુણવાળા મુનિએ પણ મને કહેશે. આ પ્રમાણે વિચારીને તે મુનિ પાછા વળ્યા અને વિશેષ પ્રકારે ધર્મને વિષે દૃઢ થઇ, આળોઇ પ્રતિક્રમીને ગુરૂ મહારાજની બહુશ્રુત કરવાની ઈચ્છાને પૂર્ણ કરી, અર્થાત્ બહુશ્રુત થયા.

આ પ્રમાણે જેઓ સાવદ્ય કાર્ય કરીને અથવા વ્રતાદિકમાં અતિચાર લગાડીને પણ તેને પ્રતિક્રમે છે અર્થાત્ પાછા નિવૃત્ત થાય છે તેઓ સુખને ભોગવે છે.

ઇતિ પંચમ દૃષ્ટાંત.

---

૬ હવે નિંદા—આત્માની સાક્ષીએ પોતાના આત્માની કુત્સા તે પણ પ્રશસ્ત અને અપ્રશસ્ત એમ બે પ્રકારે છે. પ્રશસ્ત તે અસંયમાદિ આચરણની નિંદા અને અપ્રશસ્ત તે સંયમાદિ આચરણની નિંદા જાણવી. "હા ઇતિખેદે! મેં દુષ્ટ કાર્ય કર્યું, દુષ્ટ કાર્ય કરાવ્યું, દુષ્ટ કાર્યની અનુમોદના કરી." આ પ્રમાણે દવમાં બળતા [illegible]ન અંતઃકરણમાં દાઝ્યા કરે તેનું

આત્મનિંદા જાણવી. એનું પ્રતિક્રમણ પર્યાયપણું તો સુગમજ છે. નિંદાને વિષે ચિતારાની પુત્રીનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણેઃ-

એક નગરના રાજાએ એકદા 'મનોહર ચિત્ર સભા સારે નથી' એમ જાણીને એક મહા સભામંડપ કરાવ્યો અને તે ચિતરવાને માટે ચિતારાઓને સરખો સરખો ભાગ વહેંચી આપ્યો. તે ચિતારા માંહિના એક ચિતારાની પુત્રી દરરોજ પોતાના પિતાને માટે ભાત લાવે છે. એક દિવસ રસ્તે આવતાં ઉતાવળે ઘોડો દોડાવતાં એવા રાજાના અશ્વના સપાટામાંથી માણ માણ બચીને પોતે ભાત લાવી. એટલે તેનો પિતા દેહચિંતા નિમિત્તે ગયો. પાછળ તેણે ભીંતની ઉપર પાસે પડેલા રંગોવડે એક મોરનું પીછું ચીતર્યું. રાજા એ અવસરે આવેલ છે અને દરેક ચિત્રકારનું કામ જુએ છે, એટલામાં અહીંઆં ભીંત ઉપર ખરેખરું મોરપીંછ જ પડેલું છે એમ વિચારીને તે લેવા તેણે હાથ લાંબો કર્યો પણ મોરપીંછ તો ચીત્રેલું હોવાથી કાંઈ હાથમાં ન આવ્યું અને નખ ભાગ્યા એટલે ચીતારાની પુત્રી હસીને બોલી કે "મૂર્ખનો માંચો ત્રણ પાયા હોવાથી બરાબર સ્થિત થતો નહોતો તે હવે ચોથો પાયો મળ્યો." રાજાએ પૂછ્યું "કેવી રીતે?" તે બોલી કે "રાજમાર્ગને વિષે નિર્દયપણાથી અત્યંત વેગવડે ઘોડો દોડાવતા અશ્વવારથી પિતાને અર્થે ભાત લાવનારી હું મારા પુણ્ય યોગથી બચી છું તેથી પ્રથમ તો એ અશ્વવાર મૂર્ખ મંચનો પહેલો પાયો થયો. અને બીજો તો અહીંનો રાજા કે જેણે બહુ સંહાયવાળા ચિતારાઓને અને માત્ર એકલા મારા પિતાને ચિત્રસભાનો સરખો ભાગ ચિત્રવા સારૂ આપ્યો. ત્રીજો પાયો તો મારો પિતા કે જેણે આ સભા

ચિત્રતાં પૂર્વે ઉપાર્જન કરેલી જે લક્ષ્મી હતી તે સઘળી પૂરી કરી. છેવટે જેવું મળે છે તેવું ટાઢું લુખું તૈયાર કરીને હું અહીં લાવું છું. વિચારો કે તે કેવું સ્વાદિષ્ટ હશે! તે છતાં પણ જ્યારે હું અહીં લાવું છું ત્યારે તે દરરોજ દેહચિંતા માટે જાય છે એટલે લાવેલું ઠરી જવાથી જે રસ હોય છે તે પણ ઉડી જાય છે." આ પ્રમાણેના ત્રણ પાયા સાંભળીને રાજા બોલ્યો કે "હવે હું ચોથો પાયો કેવી રીતે?" તે બોલી કે "અહીં ભીંત ઉપર મોરનું પીંછ કયાંથી હોય? કેવી રીતે રહે? એટલે વિચાર કર્યા વિના કે સમ્યક્ પ્રકારે જોયા વિના અવિચારીપણે જ મોરપીંછ લેવા ભીંત ઉપર હાથ નાખ્યો તેથી શું તમે મૂર્ખ નહીં?" રાજા બોલ્યો કે "ખરો મૂર્ખ" એમ કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો. ચિત્રકાર પુત્રીએ તો સહજપણે અને રાજાને ન ઓળખવાથી આ પ્રમાણે કહ્યું હતું પણ રાજા સમજ્યો કે ત્રણ બાબતમાં તો મને આણે મૂર્ખ ઠરાવ્યો પરંતુ એ બહુ ડાહી જણાય છે માટે તેની સાથે મારે પાણી ગ્રહણ કરવું.

પિતાને જમાડીને તે તો ઘરે ગઈ. તેનો પિતા પણ ઘરે આવ્યો એટલે રાજાએ તેના માતા પિતાને કહેરાવ્યું કે "તમારી પુત્રી રાજાને (મને) પરણાવો." તેઓએ કહ્યું કે "પુત્રી આપવાની ના નથી પરંતુ અમે તો દરિદ્રી છીએ તેથી વિવાહ મહોત્સવમાં અમે રાજાની ભક્તિ શી રીતે કરી શકીએ?" રાજાએ તત્કાળ તેનું ઘર દ્રવ્યવડે ભરપૂર કર્યું અને તેમણે પોતાની પુત્રીનું રાજાની સાથે પાણીગ્રહણ કરાવ્યું.

તે રાજાને ઘણી રાણીઓ હોવાથી ડહાપણવાળી ચિત્રકાર પુત્રીએ વિચાર્યું કે "જો રાજા એક દિવસ આવીને જતા રહેશે

તો ફરીને ઘણે મહીને પાછું ભાગ્યમાં હશે તો રાજાનું મોઢું દેખાશું. માટે કોઇ રીતે રાજા મારે ત્યાંજ દરરોજ રાત્રીવાસો રહેવા આવ્યા કરે તેમ કરવું." આમ વિચારીને એક ડાહી દાસીને તેણે કહી રાખ્યું કે જ્યારે રાજા સુએ ત્યારે તેમના નિદ્રાવશ થયા અગાઉ તારે મારી પાસે આવીને મને કહેવું કે "હે સ્વામિની! જ્યાં સુધી તમને નિદ્રા ન આવે ત્યાં સુધીમાં કોઇક વાર્તા કહો." પછી હું કહીશ. આ પ્રમાણે બધું સમજાવી રાખ્યું. પ્રથમ રાત્રીએ દાસીએ તે પ્રમાણે જ કથા કહેવાની વિનંતી કરી એટલે ચિત્રકાર પુત્રી બોલી.

"એક કોઈ કુળપુત્રને એક પુત્રી હતી, તે યૌવનાવસ્થા પામી એટલે તેનો વર શોધવાની ઇચ્છાવાળા તેના પિતા, તેની માતા તથા તેનો ભાઇ ત્રણે જણ કન્યા આપવાનું કહીને જુદા જુદા એકેક વરને લાવ્યા. એમ ત્રણ વર આવ્યા એટલે હવે કોને કન્યા આપવી? તેનો વિચાર થઇ પડયો. એટલામાં કન્યાને સર્પે ડશી. અનેક ઉપચાર કર્યા પણ ઝેર ન ઉતરવાથી તે મરણ પામી. એટલે એક વર તો તેની સાથે બળી મુઓ, એક તપસ્યા કરતો તેજ સ્થાનકે રહ્યો, ત્રીજાએ કોઇ દેવતાનું આરાધન કરીને સંજીવન મંત્ર મેળવ્યો અને તે મંત્ર પ્રયોગવડે તેને જીવાડી. સાથે બળી મરેલ વર પણ સાથે જીવતો થયો. પાછા ત્રણે જણા તેને માટે તકરાર કરવા મંડયા. હે દાસી! કહે હવે તે કન્યા કયા વરને આપવી. દાસી બોલી. "હે દેવી! હું તેમાં કાંઇ જાણી શકતી નથી માટે તમે જ કહો." રાણીએ કહ્યું, "આજ તો હવે મને નિદ્રા આવે છે તેથી કાલે કહીશ." રાજાએ તેનો ઉત્તર જાણવાની ઇચ્છાથી બીજે દિવસે પણ તેને જ વારો આપ્યો. રાજા

સુતા એટલે દાસીએ ખુલાસો પુછયો. રાણી બોલી "સાંભળ! જે સાથે જીવ્યો (જન્મ્યો) તે તો બંધુ તુલ્ય થયો. જેણે જીવાડી (જન્મ આપ્યો) તે તો પિતા તુલ્ય થયો. પણ જે તપસ્યા કરતો સતો સ્નેહવડે ત્યાંજ રહ્યો હતો તે ભર્તાર થવાને યોગ્ય હોવાથી તેને કન્યા પરણાવી."

દાસી બોલી કે બીજી કોઇ કથા કહો. રાણી બોલી "એક રાજાએ પોતાની રાણીઓના આભરણો ઘડાવવાને માટે સોનીઓને ભોંયરામાં બેસાડયા અને પ્રકાશને માટે મણિના દીવાઓ મૂકયા. એકદા એક સોનીએ બીજા કોઇ સોનીને પૂછયું કે "અત્યારે દિવસ છે કે રાત્રિ છે?" તેણે જવાબ આપ્યો કે "રાત્રિ છે." દાસી બોલી કે "તેઓ સૂર્ય કે ચંદ્રનું અજવાળું જોઇ શકતા નહોતા તો તેણે રાત્રિ કેમ જાણી?" રાણીએ કહ્યું:- "આજ તો નિદ્રા આવે છે, કાલે કહીશ." રાજા ઉત્તર જાણવાની લાલચે ત્રીજે દિવસ પણ ત્યાંજ આવ્યો. અવસર આવ્યે રાણીએ ઉત્તર આપ્યો કે એ સોની રાત્ર્યંધ હતો તેથી એ વખત તે દેખતો બંધ થયો હતો એટલે તેણે જાણ્યું કે રાત્રિ પડી છે."

દાસીએ વળી બીજી કથા કહેવા કહ્યું એટલે રાણી બોલી, "એક રાજાએ બે ચોર ચોરીમાં પકડાયાથી ગુસ્સે થઇને તેને એક પેટીમાં નાખી પેટી બંધ કરીને સમુદ્રમાં તરતી મૂકી. અનુક્રમે તરતી તરતી પેટી કોઇક કિનારા ઉપર આવી એટલે દેખવામાં આવવાથી કોઇએ લઇ લીધી. ઉઘાડીને બંને જણને બહાર કાઢયા અને પૂછયું કે તમે આમાં કેટલા દિવસથી પુરાયા હતા? એક જણે કહ્યું કે આજે ચોથો દિવસ છે. "દાસી બોલી કે "તેણે કેમ જાણ્યું?" રાણી કહે "કાલે કહીશ." બીજે દિવસ

પૂર્વવત્ રાજા આવ્યો. રાણીએ ખુલાસો કર્યો કે "તે ચોરને એથીયો તાવ આવતો હતો તેથી પેટીમાં નાખ્યા તે દિવસે તાવ આવેલો તે પાછો નીકળ્યા તે દિવસે આવ્યો માટે ચોથો દિવસ કહી શક્યો."

દાસીએ બીજી વાત કહેવા કહ્યું એટલે વળી રાણી બોલી:–"એક ગૃહસ્થને બે સ્ત્રીઓ હતી. તેમાંની એક રત્નવાળી હતી અને બીજી નિર્ધન હતી. તે સ્ત્રી રત્ન ચોરી જવાની ઇચ્છાથી દરરોજ જતાં આવતાં પોતાની શોકયના ઘરમાં નજર કર્યા કરતી. પહેલી સ્ત્રીએ રત્નો એક ઘડામાં નાખી મોઢું બરાબર મજબૂત કરીને મૂકયાં હતા. નિર્ધન શોકે કોઇ નહોતું તેવે વખતે લાગ જોઇને ઘડો ઉઘાડી રત્ન કાઢી લીધાં અને ઘડો પાછો પ્રથમ પ્રમાણે જ બંધ કર્યો તેમ જ ઠેકાણાસર મૂકયો. રત્નની માલેક સ્ત્રી આવી તો ઘડો ઉઘાડ્યા વિના જ જાણી ગઇ કે આમાંથી રત્નો ચોરાયાં છે." દાસી બોલી કે "એમ શી રીતે ખબર પડી?" રાણીએ કાલે કહેવાનો વાયદો કર્યો. રાજા પણ આવ્યો. રાણીએ ખુલાસો કર્યો કે "તે ઘડો કાચનો હતો તેથી રત્નો અંદર છે કે નહીં તે ઉઘાડ્યા વિના જ જાણી શકાય."

દાસીએ બીજી વાત કહેવા કહ્યું એટલે રાણી બોલી–"એક રાજાને ત્યાં [1]સહસ્રયોધી, [2]વૈદ્ય, [3]રથકાર અને [4]નિમિત્તજ્ઞ એવા ચાર રત્નપુરૂષો હતા. અને તે રાજાને એક પુત્રી હતી. એકદા રાજપુત્રીને કોઇ વિદ્યાધર હરી ગયો. પણ કયાં લઇ ગયો તેની કાંઇ ખબર પડી નહીં એટલે રાજાએ કહ્યું કે 'જે

૧ હજાર જણને જીતી શકે એવો, ૨ મરણ પામ્યા છતાં જીવાડે એવો. ગગનમાં રથ ચલાવનાર, ૪ કોઇ પણ માણસ કે વસ્તુ કયાં છે તે જાણનાર

મારી પુત્રીને લાવી આપશે તેને તે પુત્રી પરણાવીશ.' રાજાનાં આવાં વચનથી રાજપુત્રીને પરણવાની લાલચે નિમિત્તિયાએ રાજપુત્રી કઇ દિશાએ અને કયાં છે તે કહ્યું. એટલે રથકારે આકાશગામી રથ બનાવ્યો તેમાં બેસીને ચારે જણા ચાલ્યા. ત્યાં જઇને સહસ્ત્રયોધી પુરૂષે તે ખેચરને હણ્યો. પછી રાજપુત્રી પાસે ગયા ત્યાં તો તેને મરણ પામેલી દીઠી, એટલે વૈદ્યે જીવન ઔષધવડે જીવતી કરી. તેને લઇને રાજા પાસે આવ્યા એટલે રાજાએ કહ્યું "મેં એ કન્યા તમને ચારેને આપી." ચારે જણા રાજપુત્રી પાસે આવ્યા એટલે તે બોલી કે "હું એકલી ચાર પુરૂષ સાથે પરણું તે ઘટે નહીં માટે હું તો જે મારી સાથે અગ્નિમાં પ્રવેશ કરશે તેને પરણીશ." રાણી આટલી વાત કહીને બોલી કે "હે દાસી! કહે અગ્નિમાં પ્રવેશ કરીને કોણ તેને પરણશે?" દાસી કહે, "હું જાણતી નથી. તમે જ કહો." રાણી કહે "કાલે કહીશ." રાજા બીજે દિવસે પણ આવ્યો. એટલે રાણી બોલી કે-"ચારમાંથી નિમિત્તીયાએ જાણ્યું કે રાજપુત્રી મરણ પામવાની નથી, તેથી તેણે અગ્નિમાં સાથે પ્રવેશ કરવાનું કબુલ કર્યું. રાજપુત્રીએ પ્રચ્છન્નપણે સુરંગ ખોદાવી રાખીને તે જગ્યાએજ ચિતા ખડકાવી. ચિતામાં બંને સુતા પછી ઉપરથી અગ્નિ સળગાવ્યો એટલે બંને જણા સુરંગવાટે બહાર નીકળ્યા અને તેઓ પરણ્યા."

દાસીએ બીજી વાત કહેવા કહ્યું એટલે વળી રાણી બોલી- "એક સ્ત્રી કોઇક મહોત્સવ પ્રસંગે પોતાની પુત્રીને માટે સોનાનાં કડાં કોઇને ત્યાંથી તેના બદલામાં અનામત રૂપીઆ આપીને લઇ આવી અને પોતાની પુત્રીને પહેરાવ્યાં. મહોત્સવ સમાપ્ત

ધયો પણ કડાં પાછાં આપવાં ભૂલી ગઈ. પાંચ સાત વર્ષ વીતી ગયાં, એટલે કડાંવાળાએ પોતાના કડાં પાછાં માગ્યાં. તેણે કહ્યું, કે "મારી પુત્રીના હાથમાંથી કાઢીને લઈ જા." તે પુરુષે કડાં કાઢવા ઘણી મહેનત કરી પણ પહેર્યાંને બહુ વર્ષ થયેલા હોવાથી નીકળી શકયાં નહીં. પેલાએ તો કડાં પાછા લેવા આગ્રહ કર્યો એટલે તે સ્ત્રીએ કહ્યું કે "તારાં કડાં જેવાં જ બીજાં નવાં કડાં કરાવી આપું." પુરુષ બોલ્યો કે "હું બીજાં શા માટે લઉં. હું તો મારાં કડાં છે તે જ લઈશ." સ્ત્રી બોલી કે "ત્યારે શું મારી પુત્રીના હાથ છેદીને તારાં કડાં કાઢી દઉં?" આટલી વાત કહીને રાણી બોલી કે "આ પુરુષને કેવી રીતે સમજાવવો કે જેથી તે કડાં લીધાં વિના પાછો જાય." દાસી કહે–"તમેજ કહો." રાણીએ આવતી કાલે કહેવાનો વાયદો કર્યો. રાજા પણ આવ્યો એટલે રાણીએ ખુલાસો કર્યો કે-પેલી સ્ત્રી યુક્તિ વિચારીને બોલી કે "હે ભાઈ! જો તારે તારાં જ કડાં પાછાં લેવાં હોય તો રૂપીઆ પણ મેં જે આપેલા છે તે જ મને પાછા લાવી દે." આમ સાંભળીને તે પુરુષ મુંગે મોઢે ચાલ્યો ગયો, કારણ કે પાંચ વરસના આપેલા રૂપીઆ તેના તે કાંઇ લાવી શકાય નહીં."

આ પ્રમાણે છ મહિના પર્યંત વાર્તાના રસને લીધે રાજા તેને ત્યાં જ આવ્યા, તેથી બીજી રાણીઓ તેની બહુ ઈર્ષા કરવા લાગી અને તેનાં છિદ્ર શોધવા માંડ્યાં.

ચિત્રકાર પુત્રી દરરોજ પોતાના પિતાનાં ઘરમાં પહેરતી હતી તે વસ્ત્ર પહેરીને પોતાના ઓરડામાં એકાંતે રહી સતી આત્મનિંદા કરતી હતી કે "હે જીવ! પરમાર્થે તારો તો આજ વેષ છે. રાજાને રાજકુળમાં ઉત્પન્ન થયેલી બીજી ઘણી મનોહર

સ્ત્રીઓ છે તે છતાં તને કારુપુત્રીને આવી ઋદ્ધિ કયાંથી હોય? અપ્સરાને જીતે એવી બીજી સ્ત્રીઓને મૂકીને રાજા દરરોજ તારી પાસે આવે છે તે તારા પુણ્યયોગથી છે. માટે હે જીવ! તું ફોગટ ગર્વ કરીશ નહીં." આ પ્રમાણે દરરોજ કરતી હોવાથી તે વાત કાંઇ પ્રકારાંતરે તેની શોકયોએ જાણી. એટલે રાજાને બોલાવીને કહ્યું "આ માઠી બુદ્ધિવાળી ચિત્રકાર પુત્રી દરરોજ અંતર્ગૃહમાં પેસીને આપની ઉપર કામણ પ્રયોગ કરે છે તેથી આપ યત્નવડે પોતાની રક્ષા કરજો."

રાજાએ પોતે બધી હકીકત પ્રચ્છન્નપણે જોઇ એટલે ઉલટો તેના ઉપર બહુ જ પ્રસન્ન થયો અને તેને પટ્ટરાણી કરી, કહ્યું છે કે "ગુણવડે કોનું મન રંજન થતું નથી."

આ ચિત્રકાર પુત્રીની કરેલી આત્મનિંદા તે દ્રવ્યનિંદા જાણવી. ભાવ નિંદા આ પ્રમાણે—"હે આત્મા! સંસારમાં પરિભ્રમણ કરતાં કોઇક પુણ્યના યોગે મનુષ્ય જન્મ પામ્યો, તેમાં પણ કદી ચારિત્ર પામ્યો અને લોકોને વિષે પૂજનિક થયો, તો તેથી રે જીવ! તું કોઇ પણ વખતે હું બહુ શ્રુત છું એવો ગર્વ ન કરીશ. એ પ્રમાણે નિરભિમાનપણે રહેવાથી ઉત્તમ ચારિત્રની પ્રાપ્તિ થશે તો સુગતિને પામીશ."

ઇતિ ષષ્ટપર્યાયે દૃષ્ટાંતઃ

---

હવે પ્રતિક્રમણનો સાતમો પર્યાય ગર્હા–પર સાક્ષીએ કરેલી આત્મનિંદા. તે પણ બે પ્રકારે છે. પ્રશસ્ત અને અપ્રશસ્ત. તેમાં અસંયમાદિ આચરણ સંબંધી જે આત્મનિંદા તે પ્રશસ્ત સમજવી અને સંયમાદિ આચરણ સંબંધી નિંદા તે અપ્રશસ્ત સમજવી.

"દિવસે તો કાગડાથી બીહે છે અને રાત્રે નર્મદા નદી તરે છે, માઠા કિનારા જાણે છે અને જળજંતુની આંખ ઢાંકવાના પ્રકારને પણ સમજે છે." તે કુલટા સ્ત્રી બોલી કે-'શું કરૂં અહીં તો તારી જેવા છાત્ર છે તે મને ચહાતા નથી.' આ પ્રમાણે વાતો કરતાં તે બંને પાપકર્મમાં લપટાયા. એક દિવસ છાત્રે કહ્યું કે 'મને બીજી તો કાંઇ અડચણ નથી પણ હું અધ્યાપકથી લજ્જા પામું છું.' સ્ત્રીએ વિચાર્યું કે 'અધ્યાપકને મારી નાખું જેથી આ છાત્ર મારો ભર્ત્તાર થાય.' આ પ્રમાણે વિચારી પોતાના પતિને મારી નાંખી પેટીમાં લઇને અટવીમાં મૂકી દેવા ચાલી. કોઇ વ્યંતરીએ તેના પાપકર્મથી કોપાયમાન થઇને પેટી તેના માથા ઉપર સ્થિર કરી દીધી. જેથી ઘણી મહેનત કરતાં પણ છુટી પડી નહીં. એવી સ્થિતિમાં તે વનમાં ભટકવા લાગી. પેટીમાંથી માંસ ગળી ગળીને માથા ઉપર પડવા માંડયું અને ક્ષુધાએ કરીને પીડાવા લાગી. આ પ્રમાણે અસહ્ય દુઃખથી પીડીત થઇ સતી તે સ્ત્રી ઘરે ઘરે ભટકવા લાગી અને પોતાના ચરિત્રને પ્રકાશ કરતી 'પતિને મારનારીને ભિક્ષા આપો' એમ બોલતી ભિક્ષા માગવા લાગી.

એ પ્રમાણે બહુ કાળ વ્યતિત થયો. એકદા કોઇ સાધ્વીને નમસ્કાર કરવા માટે નીચી વળવા ગઇ એટલે પેટી છુટી પડી ગઈ. તે સ્ત્રી સંસારથી બહુજ ખેદ પામેલી હોવાથી તે સાધ્વીજી પાસે તેણે દીક્ષા ગ્રહણ કરી. આ પ્રમાણે દરેક પ્રાણીએ પોતાનાં પાપની પર સાક્ષીએ ગર્હા-નિંદા કરવી.

ઇતિ્સપ્તમ પર્યાયે પતિમારિકા દૃષ્ટાંત.

---

પ્રતિક્રમણનું પર્યાયપણું તો એમાં સ્પુટ જ છે. એ દ્રવ્યગર્હાની ઉપર પતિમારિકા[1]નું દ્રષ્ટાંત આ પ્રમાણે:—

એક ગામમાં એક બ્રાહ્મણ અધ્યાપક રહેતો હતો. તે વયે વૃદ્ધ હતો અને તેની સ્ત્રી તરુણાવસ્થામાં હતી તેને અધ્યાપકે કહ્યું કે તારે દરરોજ કાગડાને બળી દેવું. સ્ત્રી કહે 'હું કાગડાથી ભય પામું છું.' ઉપાધ્યાયે પોતાના છાત્રોમાંથી દરરોજ એકેકનો વારો બાંધી આપ્યો કે બળી દેતી વખતે એકજણ પાસે ઊભો રહે. તે છાત્રોમાં એક વિચક્ષણ છાત્ર હતો તેણે વિચાર કર્યો કે આ સ્ત્રી કાંઈ મુગ્ધા નથી કે બીહે, તેથી જરૂર તે અસતી હોવી જોઇએ,' આમ વિચારીને તેનાં ચરિત્ર જોવાં લાગ્યો. એજ રાત્રે તે એકલી ઘરેથી નીકળી અને નર્મદા નદી ઉતરીને સામે કીનારે રહેલા કોઈ ગોવાળીઆની સંઘાતે દુરાચરણ સેવતી છાત્રે દીઠી. છાત્ર દરરોજ તેના છીદ્ર જુએ છે એવામાં એક રાત્રે તે સ્ત્રી કુભની મદદ વડે નદી ઉતરે છે તેવામાં કોઇ બીજો ચોર પણ નદી ઉતરતો હતો તેને એક જળજંતુએ પકડ્યો. તેણે રાડો પાડવા માંડી, એટલે કુલટા બોલી કે 'તેની આંખો બંધ કરો એટલે તમને છોડી દેશે.' તે પ્રમાણે ચોરે કર્યું એટલે છુટી ગયો. સ્ત્રીએ કહ્યું કે 'એવા ખરાબ કીનારેથી શા માટે ઉતરતો હતો?' આ પ્રમાણેની બધી હકીકત દ્રષ્ટિએ જોઇને છાત્ર પાછો વળી ઘરે આવ્યો. બીજે દિવસે બળી ઉછાળતી વખત રક્ષા કરવા માટે તેજ છાત્ર પાસે ઊભો હતો તે ધીમે સાદે બોલ્યો—

दिवा बिभेषि काकेभ्यो, रात्रौ तरसि नर्मदां ।
कुतीर्थानि च जानासि, जलजंत्वक्षिरोधनं ॥ १ ॥

---

1 પતિને મારનારી સ્ત્રી.

"દિવસે તો કાગડાથી બીહે છે અને રાત્રે નર્મદા નદી તરે છે, માઠા કિનારા જાણે છે અને જળજંતુની આંખ ઢાંકવાના પ્રકારને પણ સમજે છે." તે કુલટા સ્રી બોલી કે-'શું કરૂં અહીં તો તારી જેવા છાત્ર છે તે મને ચહાતા નથી.' આ પ્રમાણે વાતો કરતાં તે બંને પાપકર્મમાં લપટાયા. એક દિવસ છાત્રે કહ્યું કે 'મને બીજી તો કાંઇ અડચણ નથી પણ હું અધ્યાપકથી લજ્જા પામું છું.' સ્રીએ વિચાર્યું કે 'અધ્યાપકને મારી નાખું જેથી આ છાત્ર મારો ભર્ત્તાર થાય.' આ પ્રમાણે વિચારી પોતાના પતિને મારી નાંખી પેટીમાં લઇને અટવીમાં મૂકી દેવા ચાલી. કોઇ વ્યંતરીએ તેના પાપકર્મથી કોપાયમાન થઇને પેટી તેના માથા ઉપર સ્થિર કરી દીધી. જેથી ઘણો પ્રયત્ન કરતાં પણ છૂટી પડી નહીં. એવી સ્થિતિમાં તે વનમાં ભમવા લાગી. પેટીમાંથી માંસ ગળી ગળીને માથા ઉપર પડવા માંડયું અને ક્ષુધાએ કરીને પીડાવા લાગી. આ પ્રમાણે અત્યન્ત દુઃખથી પીડીત થઇ સતી તે સ્રી ઘરે ઘરે ભટકતી પોતાના ચરિત્રને પ્રકાશ કરતી 'પતિને મારનારીને ભિક્ષા આપો' એમ બોલતી ભિક્ષા માગવા લાગી.

એ પ્રમાણે બહુ કાળ વ્યતિત થયે ... નમસ્કાર કરવા માટે નીચી વળવા ગઇ ... કોઇ સાધ્વીને ... ગઇ. તે સ્રી સંસારથી બહુજ ખેદ પામી ... છૂટી પડી ... પાસે તેણે દીક્ષા ગ્રહણ કરી. આ પ્રમાણે ... તે સાધ્વીએ પાપની પર સાક્ષીએ ગર્હા-નિંદા ... સ્રીએ ...

પ્રતિસમય પર્યાયે

૮. હવે આઠમો પર્યાય-શુદ્ધિ-આત્માને નિર્મળ કરવો તે શુદ્ધિ પણ બે પ્રકારની છે. પ્રશસ્ત ને અપ્રશસ્ત. પ્રશસ્ત તે જ્ઞાનાદિ ગુણની નિર્મળતા કરવી અને અપ્રશસ્ત તે ક્રોધાદિકને નિર્મળ કરવા-સ્પષ્ટપણે પ્રગટ કરવા. એનું પ્રતિક્રમણ પર્યાયપણું સ્ફુટ જ છે. શુદ્ધિને વિષે વસ્ત્રનું અને ઔષધનું એમ બે દ્દષ્ટાંતો છે. તેમાં વસ્ત્રનું દ્રષ્ટાંત આ પ્રમાણે:—

રાજગૃહ નામના નગરમાં શ્રેણીક નામે રાજા હતો. તેણે પોતાના બે ઉત્તમ વસ્ત્ર ધોવાને માટે ધોબીને આપ્યાં. તે દિવસે કૌમુદી મહોત્સવ હોવાથી ધોબીની સ્ત્રી તે વસ્ત્ર પહેરીને ઉત્સવમાં નીકળી. અભયકુમાર સહીત શ્રેણીક રાજા પ્રચ્છન્નપણે મહોત્સવ જોવા નીકળ્યા છે તેમણે તેને દીઠી. એટલે વસ્ત્રની ઉપર તાંબુલનું ચિન્હ કરી દીધું. સ્ત્રી ઘરે આવી એટલે ધોબીએ વસ્ત્ર તાંબુલવડે આર્દ્ર થયેલું દીઠું. તરતજ તે વસ્ત્રને ક્ષાર લગાડી, ધોઇ, અત્યંત તર્જના કરીને શુદ્ધ કર્યું. પ્રભાતે રાજાએ વસ્ત્ર લઇને તેડાવ્યો. ધોબી વસ્ત્ર લઇને ગયો. વસ્ત્ર શુદ્ધ જોઇને રાજાએ પુછયું એટલે ધોબીએ જેવી બની હતી તેવી બીના કહી સંભળાવી. આ દ્રવ્યશુદ્ધિ સમજવી. અને ભાવશુદ્ધિ પાપ લાગે કે તરત આલોચના કરવી-આળોવવું તે સમજવી.

વસ્ત્રનું દૃષ્ટાંત લોક પ્રસિદ્ધ રીતિએ પૂરીને કહે છે કે-જેમ લોકને વિષે મોટા ધનાઢયો તથા રાજાઓ વિવિધ પ્રકારના મોટા મૂલ્યવાળાં વસ્ત્રો મેલાં ન થાય ત્યાં સુધી ઉત્તમાંગને વિષે ધારણ કરે છે, તેજ વસ્ત્ર વાપરતાં વાપરતાં કેટલેક દિવસે જ્યારે મલીન થાય છે ત્યારે ધોવાને માટે ધોબી વિગેરે મલિન જાતિને આપવા સારૂ શરિર ઉપરથી કે મસ્તકેથી ઉતારીને જમીન ઉપર નાખવામાં આવે છે. પછી ધોબી તે વસ્ત્રોને એકઠાં

કરી ગાંસડી બાંધીને પોતાને ઘરે લાવે છે અને ક્ષારમાં નાખે છે. ત્યાંથી પાછા ગાંસડીમાં બાંધી રાસભની ઉપર મૂકી ચહુટામાં થઈને સર્વ લોકની સમક્ષ જળાશયે લઈ જાય છે. ત્યાં ધોબી તે વસ્ત્રોને શિલાની ઉપર મૂકી સારી પેઠે કુટે છે, પગવડે મર્દન કરે છે અને બીજીવાર વળી ક્ષાર વિગેરે દઇને નિર્મળ કરે છે. તેજ વસ્ત્રો પાછા શુદ્ધ ભાવને પામવાથી અગર પ્રમુખ સુગંધી વસ્તુવડે વાસિત કરીને રાજાદિકને આપવામાં આવે છે; એટલે ફરીને પાછા ઉત્તમાંગે ધારણ કરાય છે. એ જ પ્રમાણે કોઇ પુરૂષ પ્રૌઢપણાને-ઉત્તમ પણાને પામ્યા છતાં રાગ દ્વેષાદિવડે વિરૂપ કર્મો કરવાથી મલીન થયો સતો પોતાનાં સ્થાનથી ભ્રષ્ટ થાય છે, તેનો મહિમા નાશ પામે છે અને ચોરી વિગેરે વિરૂદ્ધ કર્મો કરવાથી તેનું માથું મુંડાવી, ગધેડે બેસાડી સર્વ લોકોની સમક્ષ માતંગાદિક નીચ વર્ણના લોકોથી વિવિધ પ્રકારની વિડંબનાને પમાડાય છે. સર્વ લોકો પણ તેની નિંદા કરે છે. આ પ્રમાણે થયા છતાં પણ પુષ્કળ દ્રવ્ય દંડ તરીકે આપવાથી, સર્વસ્વ આપી દેવાથી અથવા દિવ્ય કરવાથી તે મનુષ્ય શુદ્ધ થાય છે અને ત્યાર પછી વિશુદ્ધ (ઉત્તમ) કાર્યો કરવાથી પાછો પોતાના પૂર્વના મહિમાને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે સાધુ વિગેરે પણ પ્રમાદાદિવડે જ્ઞાનાચારાદિ આચારોમાં અતિચાર લગાડવાથી નિંદાના સ્થાનક થાય છે. પણ પછી શ્રી ગુરૂ સમક્ષ મન વચન કાયાએ તે અતિચાર-પાપને આલોવીને, પડિક્કમીને તેમજ સિદ્ધાંતોક્ત રીતિએ શ્રીગુરૂ મહારાજે તેની શુદ્ધિને માટે બતાવેલા વિવિધ પ્રકારના તપ તપીને આત્માને શુદ્ધ કરે છે તે ફરીને પણ પાછા મહિમાના પાત્ર થાય છે.

ઇતિ શુદ્ધૌ પ્રથમ દૃષ્ટાંત.

શુદ્ધિની ઉપર બીજું ઔષધોનું દૃષ્ટાંત આ પ્રમાણે:-એક નગરના રાજાની સાથે યુદ્ધ કરવાને માટે અને તેના નગરદ્વારનું રૂંધન કરવાને માટે બીજા રાજાનું સૈન્ય આવતું હતું. તે પ્રસગે માર્ગમાંહેનાં જળાશયોનું જળ ઝેર મિશ્રીત કરી દેવાને માટે રાજાએ વૈદ્ય પાસે વિષ મંગાવ્યું. વૈદ્ય જવ જેટલું વિષ લઈને આવ્યો એટલે રાજા કોપાયમાન થયો કે 'મોટા મોટા જળાશયોમાં આટલું વિષ શું કરી શકશે?' વૈદ્યે કહ્યું કે 'હે રાજન્! તમે કોપાયમાન ન થાઓ, આ વિષ સહસ્રવેધી છે' રાજાએ કહ્યું "કેવી રીતે?" વૈદ્યે તરત જ મરણોન્મુખ થયેલા એક વૃદ્ધ હસ્તી ને ત્યાં અણાવ્યો અને તેનો એક વાળ ઊંચો કરીને તેના મૂળમાં વિષ મુકયું. એટલે થોડા વખતમાં હાથીના આખા શરીરમા ઝેર પ્રગમી ગયું. પછી વૈદ્યે કહ્યું કે "આ હસ્તીના શરીરના કોઈ પણ ભાગ ખાનારને પણ ઝેર ચડશે. તે ખાનારના ખાનારને, તેના ખાનારને, એમ ઉત્તરોત્તર એક હજાર પ્રાણી પર્યંત વિષની અસર થશે." રાજાએ કહ્યું કે "એનું વાલણ પણ છે?" વૈદ્યે હા કહી, એટલે તરતજ તે ઔષધ મંગાવીને કિંચિત્ માત્ર હસ્તિને ખવરાવ્યું કે તત્કાળ તે નિર્વિષ થયો.

એ પ્રમાણે મુનિરાજે પણ અતિચાર રૂપ ઝેરનું તેની નિંદા-રૂપ ઔષધે કરીને નિવારણ કરવું અને પોતાના આત્માને શુદ્ધ નિર્મળ કરવો.

ઇતિ અષ્ટમ પર્યાયે દ્વૌ દૃષ્ટાંતૌ.

---

ઉપર પ્રમાણે પ્રતિક્રમણના આઠ પર્યાયોની ઉપર દૃષ્ટાંતો કહીને પ્રતિક્રમણનું એકાર્થપણું સ્પષ્ટ કર્યું. હવે નિરંતર સાધુ

મુનિરાજે અતિચારની વિશુદ્ધિ કરવી તે માળીનું દૃષ્ટાંત બતાવીને પ્રતિપાદન કરે છેઃ—

જેમ માળી સવારે ને સાંજે દરેક પુલો જુએ છે, અને પછી તેમાંથી ચુંટવાં જેવાં હોય છે તે ચુંટે છે. તેમાંથી પછી જેટલાં પુલો વિકાશ પામેલાં હોય છે તે જુદાં પાડે છે; તેને ગુંથે છે અને પછી તે વેચે છે. વેચવામાં લાભ પ્રાપ્ત થવાથી તેનું મન પ્રસન્ન થાય છે. જે માળી એ પ્રમાણે દરરોજ બંને ટંક કરતો નથી તેને લાભ થતો નથી. તેજ પ્રમાણે સાધુ પણ સંધ્યા પ્રતિક્રમણમાં[1] કાયોત્સર્ગમાં રહ્યા સતા પ્રભાતની પડિલેહણાથી પ્રારંભીને આખા દિવસમાં લાગેલા અતિચાર દોષનું ચિંતવન કરે-જુએ, પછી તેનું આલુંચન કરે, એટલે થયેલા અપરાધને ગ્રહણ કરે, ત્યાર પછી તેનું વિકટીકરણ કરે એટલે નાના મોટા અપરાધ તેમજ પહેલાના પછીના અપરાધ જૂદા પાડે, પછી તેને આસેવનના પ્રકાર વડે ગુંથે-શ્રેણીબંધ મનમાં ગોઠવે. પછી તે અપરાધ ગુરૂસમક્ષ નિવેદન કરે અને ગુરૂ મહારાજ જે પ્રાયશ્ચિત આપે તે ગ્રહણ કરે. આ પ્રમાણે કરવાથી ભાવ શુદ્ધિ થાય. અને એ પ્રમાણે ગુરૂ સમક્ષ આલોચના કરવાથી મોક્ષ માર્ગની આરાધના થાય. ન આલોચવાથી આરાધના થાય કિંવા ન થાય.

એ પ્રમાણે આલોચના કરવા સારૂ સમ્યક્ પ્રકારે ઉપસ્થિત થઈને ગુરૂ સમિપે જતાં મધ્ય સમયમાં કાળ કરે તોપણ તે આરાધક થાય. અને ઋદ્ધિ વિગેરે ગારવથી રહિત પોતાને

[1] આ પ્રમાણે દરેક પ્રતિક્રમણમાં સમજી લેવું.

બહુશ્રુત માની બેસવાથી પોતાનું દુશ્ચરિત્ર જો ગુરૂ સમક્ષ પ્રગટ ન કરે-ન કહે તો તે આરાધક ન થાય.

આ પ્રમાણે પ્રતિક્રમણની તત્વ, ભેદ અને પર્યાય વડે વ્યાખ્યા કરી બતાવી. હવે પ્રતિક્રંતવ્ય-પડિકમવાને યોગ્યનું[1] સ્વરૂપ બતાવે છે.

પ્રતિક્રંતવ્ય પાંચ પ્રકારે છે. ૧ મિથ્યાત્વ પ્રતિક્રમણ, ૨ અસંયમ પ્રતિક્રમણ, ૩ કષાય પ્રતિક્રમણ અને ૪ અપ્રશસ્ત યોગનું પ્રતિક્રમણ. એ પ્રમાણે સંસાર પ્રતિક્રમણ ચતુર્વિધ છે અને પાંચમું ભાવ પ્રતિક્રમણ છે. તે સઘળા ત્રીવિધ ત્રીવિધ છે. મિથ્યાત્વાદિકને વિષે મન વચન કાયાએ કરીને ન ગમન કરે, બીજાને ગમન ન કરાવે અને ન અનુમોદન કરે તેને ભાવ પ્રતિક્રમણ કહીએ.

સંસારનું મૂલ કષાય છે. તેથી કષાય પ્રતિક્રમણ ઉપર ગંધર્વ નાગદત્તનું દૃષ્ટાંત નીચે પ્રમાણે.—

" કોઇ બે સાધુ દેવલોકે ગયા હતા તેમણે ત્યાં એવો સંકેત કર્યો કે 'જે દેવતા પ્રથમ દેવલોકમાંથી ચવે અને મનુષ્યપણું પામે તેને દેવલોકમાં રહેલા બીજા દેવતાએ પ્રતિ બોધ પમાડવો.'

હવે લક્ષ્મીપુર નામના નગરમાં દત્ત નામે શ્રેષ્ટિ રહેતો હતો, તેની સ્ત્રીએ પુત્ર પ્રાપ્તિને માટે ઉપવાસ કરીને નાગદેવતાનું આરાધન કર્યું. તેણે પ્રસન્ન થઈને કહ્યું કે 'તારે પુત્ર થશે.' અનુક્રમે સ્વર્ગમાંથી પેલા બેમાંથી એક દેવતા ચવીને તેના પુત્રપણે અવતર્યો. નાગદત્ત નામ પાડ્યું. અનુક્રમે બહોતેર કળામાં પ્રવીણ થયો. તે ગંધર્વપણામાં કુશળ હોવાથી ગંધર્વ

૧ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ વિગેરે.

નાગદત્ત એવા નામથી પ્રખ્યાત થયો. સર્પને રમાડવાનો વ્યસની હોવાથી તે નિરંતર નવા નવા સર્પો રમાડતો હતો અને સંસાર સંબંધી સુખ ભોગવતો હતો.

પૂર્વ ભવનો મિત્ર દેવતા તેને વારંવાર પ્રતિબોધ પમાડવા પ્રયત્ન કરતો હતો પણ તે કોઇ રીતે પ્રતિબોધ પામતો નહોતો તેથી એકદા તેને પ્રતિબોધ પમાડવા માટે અવ્યક્ત વેષ ધારણ કરી, સર્પને રાખવાનો કરંડીઓ ઉપાડીને તે દેવ, ઉદ્યાનમાં જતા નાગદત્તની દૃષ્ટિએ પડયો. એટલે તેણે પોતાની સાથેનાં મિત્રોને પુછયું કે 'આ કોણ ચાલ્યું જાય છે?' તેઓએ કહ્યું કે 'કોઇ સર્પ ખેલનાર જણાય છે,' એટલે નાગદત્ત તરત તેની પાસે ગયો અને પુછયું કે 'આ કરંડીઆમાં શું છે?' દેવતા બોલ્યો 'સર્પ છે.' નાગદત્ત કહે કે-'તું તેને બહાર કાઢ, એટલે તારા સર્પો સાથે હું રમું; અને આ મારી સાથે સર્પો છે તેની સાથે તું રમ.' દેવતાએ કહ્યું કે, "મારા સર્પો બહુ ઝેરી છે તેથી તે તને ડસશે તો તરત તું મરણ પામીશ." નાગદત્તે અભિમાન આણીને કહ્યું કે "તેની તારે શી ફીકર છે. હું રમવાને તૈયાર છું." દેવતા બોલ્યો કે "ત્યારે જરૂર તું મારા સર્પોના ડંસવડે મરણ પામવાનોજ ." એમ કહીને તરત ત્યાં એક મોટું મંડળ આળેખીને તેના મધ્યમાં સર્પવાળો કંડીયો મૂકયો. અને તે માંહેના સર્પોનું સ્વરૂપ કહેવા લાગ્યો કે-

"હે લોકો! સાંભળો-આ પહેલો સર્પ તરૂણ સૂર્યસમાન રકત નેત્રવાળો, વિદ્યુતલતાની જેવી ચંચળ [illegible] ભયંકર ઝેરવાળી દાઢવા[illegible] ઉલ્કાપાતની જેવા

બહુશ્રુત માની બેસવાથી પોતાનું દુશ્ચરિત્ર જે ગુરૂ સમક્ષ
ન કરે-ન કહે તો તે આરાધક ન થાય.

આ પ્રમાણે પ્રતિક્રમણની તત્વ, ભેદ અને પર્યાય
વ્યાખ્યા કરી બતાવી. હવે પ્રતિક્રંતવ્ય-પડિકમવાને યોગ્ય
સ્વરૂપ બતાવે છે.

પ્રતિક્રંતવ્ય પાંચ પ્રકારે છે. ૧ મિથ્યાત્વ પ્રતિક્રમણ
અસંયમ પ્રતિક્રમણ, ૩ કષાય પ્રતિક્રમણ અને ૪ અપ્રશ
યોગનું પ્રતિક્રમણ. એ પ્રમાણે સંસાર પ્રતિક્રમણ ચતુર્વિધ
અને પાંચમું ભાવ પ્રતિક્રમણ છે. તે સઘળા ત્રીવિધ ત્રીવિ
છે. મિથ્યાત્વાદિકને વિષે મન વચન કાયાએ કરીને ન ગમે
કરે, બીજાને ગમન ન કરાવે અને ન અનુમોદન કરે તે
ભાવ પ્રતિક્રમણ કહીએ.

સંસારનું મૂલ કષાય છે. તેથી કષાય પ્રતિક્રમણ ઉપ
ગંધર્વ નાગદત્તનું દૃષ્ટાંત નીચે પ્રમાણે.—

" કોઇ બે સાધુ દેવલોકે ગયા હતા તેમણે ત્યાં એવો સંકેત
કર્યો કે 'જે દેવતા પ્રથમ દેવલોકમાંથી ચવે અને મનુષ્યપણ
પામે તેને દેવલોકમાં રહેલા બીજા દેવતાએ પ્રતિ બોધ પમાડવો.

હવે લક્ષ્મીપુર નામના નગરમાં દત્ત નામે શ્રેષ્ટિ રહેતે
હતો, તેની સ્ત્રીએ પુત્ર પ્રાપ્તિને માટે ઉપવાસ કરીને નાગદેવ
તાનું આરાધન કર્યું. તેણે પ્રસન્ન થઇને કહ્યું કે 'તારે પુત્ર થશે.
અનુક્રમે સ્વર્ગમાંથી પેલા બેમાંથી એક દેવતા ચવીને તેન
પુત્રપણે અવતર્યો. નાગદત્ત નામ પાડ્યું. અનુક્રમે અહોતે
કળામાં [illegible] થયો. તે ગંધર્વપણામાં કુશળ હોવાથી ગંધ

[illegible] ૧ [illegible] અવિરતિ, [illegible] યોગ વિગેરે.

નાગદત્ત એવા નામથી પ્રખ્યાત થયો. સર્પને રમાડવાનો વ્યસની હોવાથી તે નિરંતર નવા નવા સર્પો રમાડતો હતો અને સંસાર સંબંધી સુખ ભોગવતો હતો.

પૂર્વ ભવનો મિત્ર દેવતા તેને વારંવાર પ્રતિબોધ પમાડવા પ્રયત્ન કરતો હતો પણ તે કોઇ રીતે પ્રતિબોધ પામતો નહોતો તેથી એકદા તેને પ્રતિબોધ પમાડવા માટે અવ્યક્ત વેષ ધારણ કરી, સર્પને રાખવાનો કરંડીઓ ઉપાડીને તે દેવ, ઉદ્યાનમાં જતા નાગદત્તની દૃષ્ટિએ પડયો. એટલે તેણે પોતાની સાથેનાં મિત્રોને પુછયું કે 'આ કોણ ચાલ્યું જાય છે?' તેઓએ કહ્યું કે 'કોઈ સર્પ ખેલનાર જણાય છે,' એટલે નાગદત્ત તરત તેની પાસે ગયો અને પુછયું કે 'આ કરંડીઆમાં શું છે?' દેવતા બોલ્યો 'સર્પ છે.' નાગદત્ત કહે કે-'તું તેને બહાર કાઢ, એટલે તારા સર્પો સાથે હું રમું; અને આ મારી સાથે સર્પો છે તેની સાથે તું રમ.' દેવતાએ કહ્યું કે, "મારા સર્પો બહુ ઝેરી છે તેથી તે તને ડસશે તો તરત તું મરણ પામીશ." નાગદત્તે અભિમાન આણીને કહ્યું કે "તેની તારે શી ફીકર છે. હું રમવાને તૈયાર છું." દેવતા બોલ્યો કે "ત્યારે જરૂર તું મારા સર્પોના ડંસવડે મરણ પામવાનોજ ." એમ કહીને તરત ત્યાં એક મોટું મંડળ આળેખીને તેના મધ્યમાં સર્પવાળો કંડીયો મૂકયો. અને તે માંહેના સર્પોનું સ્વરૂપ કહેવા લાગ્યો કે-

"હે લોકો! સાંભળો-આ પહેલો સર્પ તરૂણ સૂર્યસમાન નેત્રવાળો, વિદ્યુતલતાની જેવી ચંચળ જીહ્વાવાળો, ઝેરવાળી દાઢવાળો અને ઉલ્કાપાતની જેવા પ્રજ્વળીત

રોષવાળો છે તે મૃત્યુના કારણરૂપ હોવાથી અદૃશ્યમાન મૃત્યુજ છે એમ જાણજો. એ સર્પ જેને ડસે છે તે પ્રાણી કૃત્ય અકૃત્ય-પણાંનું ભાન ભૂલી જાય છે. તેનું રોષ અથવા ક્રોધ નામ છે. અહો લોકો! આ નાગદત્ત મારા સર્પો સાથે રમવાનો વિચાર કરે છે પણ મારા સર્પોના કરડવાથી તે મૃત્યુ પામશે તેનો દોષ મારે માથે નથી." આ પ્રમાણે કહીને તે સર્પ આળેખેલાં મંડળની એક દિશાએ મૂકયો. પછી વળી બોલ્યો-"જુઓ! આ બીજો, મેરૂ પર્વતના ઊંચા શિખર જેવો, આઠ ફણાવાળો, યુગળ જીભ્હાવાળો અને માન છે નામ જેનું એવો જોરાવર સર્પ છે. તે જેને કરડે છે તે પ્રાણી સ્તબ્ધ થયો સતો અભિમાન-વડે દેવરાજા-ઈંદ્રને પણ ગણતો નથી." આ પ્રમાણે કહી તે સર્પને મંડળમાં દક્ષિણ દિશાએ મૂકયો. વળી બોલ્યો કે-"આ ત્રીજી લક્ષીત વિલક્ષણ ગતિવાળી, સ્વસ્તિકના ચિન્હવડે અંકિત ફણાવાળી અને કપટ કરીને વંચના કરવામાં કુશળ, માયા નામે નાગણી છે. સર્પને પકડવામાં કુશળ મનુષ્ય પણ એને ગ્રહણ કરી શકે તેમ નથી. એના ડશ્યાની ઉપર કોઈ પણ ઔષધી બળ કરી શકતી નથી કેમકે એ ગહન વનની રહેનારી છે અને ઘણા કાળથી એણે વિષનો સંચય કર્યો છે." આ પ્રમાણે કહીને તેને મંડળમાં એક દિશાએ મૂકી. વળી બોલ્યો કે-"આ ચોથો સર્પ જેણે સર્વ જગતને પરાભવ પમાડયો છે એવો અને પૂર્ણ મેઘ સરખા ફુંફાડાવાળો લોભ નામનો છે. તેનું બળ સર્વ સર્પ કરતાં અધિક છે. તે જે પ્રાણીને કરડે છે તેનું મન મહાસમુ-દ્રની જેમ પછી પૂરાતુંજ નથી. એને વિષે સર્વ પ્રકારનું વિષ એકઠું મળેલું છે." આ પ્રમાણે કહીને તેને મંડળમાં ઉત્તર

દિશાએ મૂકયો. પછી બોલ્યો કે "આ ચારે ક્રોધ, માન, માયા અને લોભ નામના પાપસર્પો છે. તેના ડંસવડે કરીને આખું જગત જ્વરવાળા મનુષ્યની જેમ કળકળ્યા કરે છે. એઓના ડંસનું ઝેર જે પ્રાણીને ચડે છે. તે જરૂર નર્કને વિષેજ પડે છે તેને બીજું કોઇ પણ આલંબન મળી શકતું નથી."

આ પ્રમાણે દ્વીઅર્થી વર્ણન કરીને તેણે સર્પોને છુટા મુકયા. નાગદત્ત જેવો તેની સાથે રમવા આવ્યો કે તત્કાળ તે ચારેના ડંસવડે 'મૃત્યુપ્રાય' દશાને પામીને ધરણી ઉપર ઢળી પડયો. દેવતાએ કહ્યું કે "મારો વાર્યો ન રહ્યો તો આવું ફળ પ્રાપ્ત થયું." સાથે આવેલા મિત્રોએ તેને સાવધ કરવા માટે અનેક પ્રકારના ઉપચારો કર્યા પણ કિંચિત્ માત્ર ગુણ ન થયો એટલે તેઓ તે દેવતાને હાથ જોડી, પગે પડીને કહેવા લાગ્યા કે "હવે ગમે તે પ્રકારે અમારી ઉપર પ્રસન્ન થઇને આને જીવાડો." દેવતાએ કહ્યું કે "જો હું કહું એ પ્રમાણેની ક્રિયા એ કરે તો હજુ જીવે ખરો. પણ મુઢપણાથી જો નહીં કરે તો જીવતાં છતાં મૃત્યુ જેવી દશા ભોગવશે." લોકોએ તે ક્રિયા શા પ્રમાણે છે એમ જાણવા વિચાર જણાવ્યો એટલે દેવ બોલ્યો કે—"પ્રથમ તો પર્વત, વન, સ્મશાન, શૂન્યઘર અથવા વૃક્ષ નીચે નિરંતર વસવું, પૂર્વોક્ત ચારે પાપ સર્પોનો ક્ષણ માત્ર પણ વિશ્વાસ કરવો નહીં, અતિ આહાર કરવો નહીં, જો અતિમાત્ર આહાર કરે તો વિષયને ઉદીરે એવો તેનો સ્વભાવ છે તેથી જેટલા આહારવડે સંયમનો નિર્વાહ થાય તેટલો જ આહાર કરવો. તે પણ ઉસન્નપ્રાય એટલે ન કર્યા જેવો અને વિગયાદિક સ્વાદથી રહીત તેમજ ગ્રહવાસીઓએ ભોજન કર્યા પછી ભિક્ષા માટે કાઢી રાખેલો તુચ્છ

આહાર કરવો. એ પ્રમાણે જે થોડો આહાર કરે, થોડું બોલે, થોડી નિદ્રા લે અને થોડા ઉપધિ આદિ ઉપગરણો રાખે તેને દેવતા પણ પ્રમાણ કરે." દેવતાએ આ પ્રમાણે કહ્યું એટલે નાગદત્તના સ્વજનો બોલ્યા કે "તમે એને સાવધ કરો, તે તમારા કહ્યા પ્રમાણે ક્રિયા કરશે, અમે તેને જીવતો દેખશું એટલે તેને બધું કહેશું." સ્વજનોએ એ પ્રમાણે કબુલ કર્યું એટલે તે દેવતા પૂર્વ સન્મુખ ઊભો રહીને બોલ્યો-સિદ્ધને નમસ્કાર કરીને સર્વ પ્રકારના સંસારના વિષનું નિવારણ કરનારી મહાવિદ્યા કહું છું-

सव्वं पाणाइवायं, पच्चक्खाइत्ति अलिअवयणं च।
सव्वं अदत्तदाणं, अबंभ परिग्गहं स्वाहा॥

"સર્વથા પ્રાણાતિપાત, અલિકવચન, અદત્તાદાન, અબ્રહ્મ અને પરિગ્રહ તેનું પ્રત્યાખ્યાન કરું છું."

આ પ્રમાણેનો મંત્ર સંભળાવ્યો એટલે તરત નાગદત્ત આળસ મરડીને બેઠો થયો. માતા પિતાદિકે કરાર પ્રમાણે હકીકત કહી સંભળાવી. નાગદત્તે તે પ્રમાણે કરવું કબુલ ન કર્યું કે તરત બેશુદ્ધ થઈને પાછો પડ્યો. સ્વજનોએ ફરીને આગ્રહ કર્યો એટલે વળી દેવતાએ પૂર્વોક્ત મંત્રોચ્ચારવડે સાવધ કર્યો. બીજીવાર પણ તેણે આનાકાની કરી એટલે પાછો બેભાન થઈને પડયો. વળી સ્વજનોએ આગ્રહ કર્યો એટલે દેવતાએ ત્રીજી વાર બેઠો કર્યો. હવે તો દેવતાએ કહ્યા પ્રમાણે કર્યા વિના છુટકોજ નથી એમ જાણીને તેણે કબુલ કર્યું અને માતા પિતાને પુછીને તે ગારુડી વેષ ધારક દેવતાની સાથે વનમાં ચાલ્યો. અનુક્રમે એક વનમાં પહોંચ્યા એટલે દેવતાએ પોતાનું સ્વરૂપ પ્રગટ